નિરૂપમા દેવી કૃત

# પતિ પત્ની

અનુવાદક :

રમણલાલ ગાંધી



એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ અને પબ્લીશર્સ
: પ્રીન્સેસ સ્ટ્રીટ : મુંબઈ :



પ્રેમાળ દંપતી

અ. સૌ. પુષ્પાબહેન

તથા

પરમ સ્નેહી હીંમતભાઇ ને

સપ્રેમ અર્પણ

# બે બોલ

મૌલિક સર્જનને નામે ચઢાવવામાં આવેલાં વંટોળ છતાંય બંગ-સાહિત્યની એક આદરણીય કૃતિનો અનુવાદ ગુજરાતી જનતા સમક્ષ રજૂ કરવાની હું હિંમત કરૂં છું. મૌલિક સર્જન વિરૂધ્ધ અનુવાદની મૂળ મીમાંસા અત્રે મુલતવી રાખીને એટલુંજ કહેવાની હું રજા લઉં છું કે માનવીએ રચેલા પ્રાંત, વર્ગ કે દેશના સીમા-ભેદોને સાહિત્યમાં ભાગ્યેજ સ્થાન છે, પણ પ્રાંતિય કે પરદેશીય સાહિત્યની ચિરંજીવ કૃતિઓના અનુવાદોને સાહિત્ય સમૃધ્ધિમાં અવશ્ય સ્થાન છે.

શ્રીમતી **નિરુપમાદેવીએ** અનોખી લેખનશૈલી અને સ્ત્રી પાત્રોનાં સચોટ નિરુપણની સુસાધ્ય કલાના પ્રતાપે વર્તમાન બંગ સાહિત્યમાં એક સિધ્ધહસ્ત નવલકથાકાર તરીકે ઉચ્ચ સ્થાન સંપાદન કર્યું છે. સ્ત્રી-જીવનની સમસ્યાઓના આકલનમાં, નારી-હૃદયનાં ઘમસાણોનાં નિરુપણમાં અને મહિલા-સમાજનાં મનોમંથન મૂર્ત કરવામાં શ્રીમતી નિરુપમાદેવીની કલા સાચેજ ખૂબ ખીલી નિકળી છે, અને પરિણામે બંગ-સાહિત્ય સમ્રાટ્ શ્રીયુત્ **શરદ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની** કક્ષામાં કેટલાક બંગ વિવેચકો એમને મુકવાની હિંમત કરે છે.

બંગવાસી કોલેજના અધ્યાપક શ્રી. **લલિતકુમાર** શ્રીમતી **નિરુપમાદેવીની** તુલના સુપ્રસિધ્ધ અંગ્રેજ લેખક જ્યોર્જ **ઈલીઅટ** સાથે કરે છે અને શ્રીમતી **હેનરી વુડ** તેમજ શ્રીમતી **મેરી કોરેલીની** કક્ષામાં મુકે છે.

શ્રીમતી નિરુપમાદેવીનું 'બ્હેન-દીદી' પ્રગટ થયું ત્યારે સુપ્રસિધ્ધ નાટકકાર શ્રીયુત્ અમૃતલાલ વસુએ લખ્યું હતું: "શ્રીમતી નિરુપમાદેવી સચમુચ નિરુપમા છે."

આવાં ઉચ્ચ કોટીના લેખીકાનાં સર્જનનો આ અનુવાદ છે. "પતિ-પત્ની"માં નારી હ્રદયનાં સંવેદનોનું સુંદર આલેખન શ્રીમતી નિરૂપમાદેવીએ કર્યું છે. એક સ્ત્રી લેખક નારી-હ્રદયનું નિરુપણ કેવું હુબહુ કરી શકે છે એનો ખ્યાલ વાંચકોને "પતિ-પત્ની"માં ઠેરઠેર વણાયલા હ્રદયંગમ પ્રસંગોમાંથી મળી રહે છે.

આવાં એક સુંદર પુસ્તકનો અનુવાદ ગુજરાતી સાહિત્યમાં અવશ્ય અભિવૃદ્ધિરૂપ લેખાશે એવી આશા સાથે વિરમું છું.

રમણલાલ ગાંધી

# ૧

હરિશપુરમાં આજે ભારે ધામધૂમ થઈ રહી હતી. જમીનદાર નવકિશોરબાબુની પૌત્રી નિરંજનાનો આજે લગ્નદિન હતો. લગ્નોત્સવ નિમિત્તે કરવામાં આવેલી રોશનીથી ગામના ઝાડો પણ ઝળઝળી રહ્યા હતા. એક પળ પણ બંધ રહ્યા વગર સતત વાગી રહેલાં વિવિધ પ્રકારના ગ્રામ્ય વાજીંત્રોના નાદ, લોકોની ઉતાવળી અવરજવર અને જનસમૂહના કોલાહલથી કોઈનું બોલ્યું ચાલ્યું કાંઈ પણ સંભળાતું ન હતું. કેવળ કાનને બહેરા કરી મુકતા ઘોંઘાટ, રોશનીના ઝગઝગાટ અને લોકોની ચંચળતાથી કોઈ એક મહાન ઉત્સવ સમારંભની ભારે ધામધૂમ હોવાનું જણાઈ આવતું હતું.

લગ્નનું શુભ મુહૂર્ત નજદિક આવતાં જ વાજીંત્રો બમણા જોરથી વાગવા માંડયા. લોકોનો ઘોંઘાટ પણ ખૂબ વધી ગયો. રંગબેરંગી મધમધતા ફૂલોથી શણગારેલી પાલખીમાં બેસી મૂછનો દોરો યે ફુટયો ન હતો એવો એક દુબળા બાંધાનો નાદાન બાળક—વર આવીને લગ્ન-મંડપમાં બેઠો. નવકિશોરબાબુ તો જમાઈને જોઇને હર્ષાવેશથી લગભગ અર્ધ પાગલ જેવા થઈ ગયા; પરંતુ એમના પુત્ર વિમલા-ચરણના મનોભાવ કોણ જાણે કેમ, તે કંઇક જુદા જ જણાઈ આવતા હતા. આ વેળા તે પોતાના એક પ્રિય મિત્ર સાથે એક એકાંત ઓરડામાં કંઈ જુદી જ વાતચીત કરતો બેઠો હતો.

"કેમ વિમલ, આનું નામ તે આધુનિક કેળવણી કે?" આડી અવળી અનેક વાતચીત કર્યા પછી આજના લગ્ન પ્રસંગ અંગે પોતાનો અભિપ્રાય જાહેર કરતા એના મિત્રે વિમલાચરણને કરડાકીભર્યો પણ મીઠો ઠપકો આપવા માંડ્યો. "એક તદ્દન નાદાન, નિર્બળ ને સુકલકડી શરીરના છોકરા સાથે તારી આ સાત વર્ષની વયની અણસમજુ ને અણખીલી કુમળી કળી જેવી પુત્રીનાં લગ્ન કરીને શું તું આ સમાજ સુધારો કરી રહ્યો છે? ભારતવર્ષનું નિકંદન કાઢનારી બાળવિવાહની ગોઝારી પ્રથા અટકાવવા અને સ્ત્રી–શિક્ષણનો પ્રચાર કરવાને સારુંયે જીવન સમર્પણ કરવાની તું જે મોટી મોટી વાતો કરતો હતો એ શું તારા વાણી–વિહાર, ઉંડા નિઃશ્વાસો નાખવા, સમાજના દુઃખથી દુઃખ અનુભવી આંખમાંથી આંસુ પાડવા વિગેરે કલબના ટેબલ પરની ચાદાનીના ધુમાડાના ગોટમાંથી ઉદ્‌ભવ્યા હતા કે કેવળ ધુમાડાના બાચકા સમા હતા?"

"એમાં હું શું કરું ભાઈ? આ બાબતમાં મારી એવી નથી કોઈ અનુમતી કે નથી રહ્યો મારે માટે એવો કોઈ ઉપાય! સિવાય કે જે કંઈ બને તે મુંગે મુખે લાચારીથી રસહીન હૃદયે ને અમીવિહીન આંખે અવલોકી રહેવાનું. પિતાજીને નિરંજનાનાં લગ્ન ન કરવાની કોઈ વાત હવે અત્યારે મારાથી કહી શકાય એમ નથી." આંખ ઉપરથી ચસ્મા ઉતારીને રુમાલ વતી લૂછી, દાઢી મૂછ પર હાથ ફેરવતા ફેરવતા વિમલાચરણે મિત્રને આ પ્રમાણે ઉત્તર આપતા પોતાની અશક્તિ ને લાચારીનો આછો ખ્યાલ આપ્યો. "એક વખત પિતાજીને મેં આ બાબતમાં મારો અભિપ્રાય જણાવ્યો હતો ત્યારે એઓ મારા ઉપર બહુ જ તપી ગયા હતા અને લાલચોળ આંખે મને ગુસ્સાભેર જણાવી દીધું હતું, કે "જો ફરીથી આવી વાત મારા સમક્ષ ઉચ્ચારવાની હિંમત કરીશ, તો હું તને મારાં ઘરમાંથી કાઢી મુકીશ એટલું જ નહી પણ આપણો પિતા–પુત્ર તરીકેનો સંબંધ સદાને માટે ભૂલી જઈ તારું મોઢું પણ ભવિષ્યમાં નહિ જોઈશ." અને તું તો સારી રીતે જાણે છે દોસ્ત, કે પિતાજીને હરહંમેશ પોતાના મનનું ધાર્યું જ કરવાની

જીદ્દી ટેવ છે, અને એટલા માટે જ મારે અનિચ્છાએ પણ આ બાબતમાં મૌન જાળવી બેસી રહેવું પડયું છે. પિતાજી મારું કંઈ પણ કહેવું સાંભળે એવી મને મુદ્દલ આશા જ નથી."

"ઘરમાંથી કાઢી મુકવાની અને ભવિષ્યમાં મોઢું પણ ન જોવાની વાત એ ભલે ક્રોધાવેશમાં બોલી ગયા હોય, બાકી એવું અવિચારીને કંઈ પગલું ઉછાંછળું એ ભરે એમ હું માનતો નથી. આ તો ફક્ત તારી જબાન બંધ કરવાની એક સુકી દાટી છે."

"એ ગમે તે હોય. ગમે એમ પણ એ પિતા-વડીલ રહ્યા. એમને એમ કહેવાનો ને કહે એ અમલમાં મુકવાનો પૂરો હક છે." એટલું બોલી વિમલાચરણ ચૂપ થઈ ગયો. થોડી વાર આખા ય ઓરડામાં ચુપકીદી છવાઈ ગઈ.

"ગમે એમ થાય પણ હું કન્યાદાન તો આપી શકીશ નહિ જ." વિમલાચરણ કંઈક ઉંડો વિચાર કરીને પાછો બોલ્યો: "પિતાજી હમણા મને એ માટે બોલાવશે. લે ચાલ, આપણે થોડો વખત બહાર ફરી આવીએ."

"એ વાતની પણ તું બ્હીક ન રાખ. તારા આવા વિરોધી વિચારો જાણ્યા પછી પણ સાત વર્ષની ગૌરીનાં કન્યાદાનનું મહા ફળ લેવાને તારા પિતા હવે તને બોલાવે એ તદ્દન અસંભવિત છે."

"કદાચ એટલા માટે ન બોલાવે તો ય હું અહીંયા હોઉં તો અમસ્થો પણ બોલાવે. એના કરતા ચાલને, જરા ફરી આવીએ, કે દેખવું નહિ ને દાઝવું નહિ."

બંને મિત્રો બહાર ફરવા ચાલ્યા ગયા. નવકિશોરબાબુને જ્યારે એ વાતની ખબર પડી ત્યારે તેઓ માત્ર એટલું જ બબડ્યા, કે: "છોકરો જરા ઉદ્ધત ને ઉદ્દામ વિચારવાળો છે."

× × ×

લગ્નવિધિની શરુઆત થઈ. નિરંજનાનો નિર્દોષ, કુમારો ને કોમળ હાથ એક અન્ય કર્કશ હાથમાં સુપ્રત કરતી વખતે નવકિશોરબાબુની આંખમાંથી આંસુનાં એક બે ટીપાં સરી પડ્યાં. પોતાની એકની એક

પ્રિય પૌત્રી હવે પારકી થઈ એ વિચાર મનમાં આવતા નવકિશોરબાબુ રડવા જેવા થઈ ગયા.

લગ્નવિધિ પરિપૂર્ણ થઈ રહી એટલે કન્યાને પોતાના ખોળામાં બેસાડી નવકિશોરબાબુએ આશીર્વાદ આપ્યા. નિરંજના એ વેળા ભર ઉંઘમાં હતી. આખા ય દિવસના ઉપવાસથી અને અજ્ઞાન આનંદ તથા વધુ પડતા પરિશ્રમથી એનાં કોમળ મુખ પર તેમજ ઉંઘથી અડધી મીંચાયેલી આંખની પાંપણુ પર પણુ મ્લાન કાંતિની છાયા પથરાઈ ગઈ હતી. નવકિશોરબાબુએ એના પરસેવાથી ભીંજાયેલા નાના કપાળ પર સપ્રેમ ચુમી લીધી. અસ્ફૂટ આશીર્વાદ એના કંપિત હોઠે આવી અટકયા. ગોર મહારાજની એકાએક ચીસથી ઉંઘનાં ઘેનમાં પડેલી એ નાદાન બાલિકા ચમકી ગઈ. નવકિશોરબાબુએ ભયભીત બની જોયું તો લગ્ન મંડપમાં બળતા પવિત્ર પ્રદીપની ઉપર નિરંજનાની સાડીનો છેડો પડતા તે સળગી રહ્યો હતો.

અન્ય કોઈ આવીને એ આગ બુઝાવે એ પહેલાં તો એ સાડીનો છેડો ખેંચી લઈને વરરાજાએ પોતે જ એને પગથી દાબી–મસળી દઈ ને વધુ સળગતો અટકાવી દીધો. નિરંજનાએ જોયું કે વર ઘણો જ હિંમતવાન અને સાહસીક હતો. વર પણુ ઘડીભર ભયભીત અને ચકિત દ્રષ્ટિએ પોતાની નવવધૂનું મુખ જોઈ રહ્યો. આગ ઓલવાઈ ગયા પછી પે એણે બે ત્રણ વાર તાકી તાકીને પોતાની ભાવિ પત્ની સામે જોયું.

આગ તો ઓલવાઈ ગઈ પણ નવકિશોરબાબુનાં મનની આગ બુઝાઈ નહિ. આ શુભ કામમાં ઓચિંતા આવા અપશુકન થવાથી એમનું મન અત્યંત ઉદાસ થઇ ગયું.

× × ×

પછી તો નિરંજના સાસરે ચાલી ગઈ. ત્રણુ ચાર દિવસ ત્યાં રહીને પાછી એ ઘેર આવી. દાદાની કોટે પ્રેમથી વળગી પડી એણે કહ્યું: "મને ક્યાં મોકલી આપી હતી? તમારા વિના મને ત્યાં મુદ્દલ ગમતું ન હતું. ત્યાં મને તમે બધા ય વારેઘડી યાદ આવ્યા કરતા હતા એટલે હું તો રડ્યા જ કરતી હતી. હવે મને ત્યાં નહિ મોકલતા દાદા! મારે ત્યાં નથી જવું ને નથી રહેવું."

"છિઃ છિઃ એવું શું બોલે છે ગાંડી! જો તો ખરી, તેં કેવી સુંદર સાડી પહેરી છે! માથે કેવો સુંદર સેંથો પાડ્યો છે! આહા! તારા કપાળમાં આ ચાંદલો કેવો મજાનો ચમકે છે! મારી દિકરી કેવી મોટી થઈ ગઈ છે! હેં!"

નિરંજનાએ શરમાઈ જઈને દાદાના ખોળામાં મોઢું છુપાવી દીધું.

× × ×

ચાર મહીના પછી સપ્તમી પૂજાના દિવસે નવકિશોરબાબુ પૂજાની પૂર્ણાહુતિ થયા પછી નિરંજનાને પોતાના ખોળામાં બેસાડી પાસે નવ વર્ષની વયના પૌત્ર સુરેન્દ્રને રાખી પૂજા મહોત્સવના અંગે વાગી રહેલી શરણાઈના સૂર સાંભળી હરખાઇ રહ્યા હતા. નાદાન ને નિર્દોષ નિરંજના અને સુરેન્દ્ર પણ એ આનંદોત્સવમાં હોંસભેર ભાગ લઈ રહ્યા હતા. સર્વત્ર આનંદ આનંદ છવાઈ રહ્યો હતો. ત્યાં એકાએક એક કાગળ આવ્યો. જમાઇ વજનાથ મરણ પામ્યાના સમાચાર આપતો એ દુઃખદ્ કાગળ હતો. નવકિશોરબાબુ કાગળ વાંચી થોડીવાર તો અવાક્ થઈ બેસી રહ્યા. ત્યારપછી તેઓ સુરેન્દ્રને ત્યાં જ પડતો મુકી નિરંજનાને તેડી એક એકાન્ત ઓરડામાં ચાલ્યા ગયા. અંદર જઈ એમણે બારણા બંધ કરી દીધા. બહાર થઈ રહેલી હો–હા અને રો–કકળ સાંભળી નીરંજના વહેમાઇ, અને એણે એનું કારણ જાણવા ઇચ્છ્યું. દાદાની આંખમાં દડદડ આંસું ઉભરાયાં. કંઇક કહેવાની ઇચ્છા છતાં એમની જીભ ન ઉપડી. જિજ્ઞાસુ પૌત્રીને છાતી સરસી ચાંપી એ મહામુશ્કેલીએ એટલું બોલ્યાઃ "એ વાત હું તને પછીથી જણાવીશ બ્હેન, તું હમણા અહીં જ બેસી રહે. બહાર જઇશ નહિ."

એ દિવસે સપ્તમી–પૂજા એટલેથી જ અધૂરી રહી. જમીનદાર નવકિશોરને આંગણે કંઇક વર્ષોથી ઉજવાતો એ માંગલિક ને ભવ્ય દુર્ગોત્સવ બંધ રહ્યો.



## ૨

એ દુઃખદ ઘટનાને કંઈ કેટલાય દિવસો વીતી ગયા છતાં યે વિમલાચરણનો શોક કેમે કરી શમ્યો નહિ. આખો ય દિવસ એ ઉદાસ ને ગમગીન રહેતો. એક દિવસ તો દુઃખથી ખૂબ આકુળ–વ્યાકુળ બની જઈ એણે પિતાને પોતાની સલાહને ઠોકરે મારવાના મમતમાંથી નીપજેલ આ કરુણાજનક પરિણામને માટે કઠોર શબ્દોમાં દેવાય એટલો ઠપકો દીધો. નવકિશોરબાબુએ પુત્રને પ્રત્યુત્તરમાં એક પણ શબ્દ ન કહ્યો. એ તો ચૂપચાપ આંખોમાં ઉભરાઈ આવતા આંસુ લુછતાં જેમને તેમ બેસી જ રહ્યા. એ બધું ય સમજતા હતા પણ હવે શું? બનનાર બની ચૂકયું હતું! હવે એ ઢોળાઈ ચૂકેલાં દુધ ઉપર આંસુ સેરવા કે અફસોસ કરવો નિરર્થક હતા!

"હવે હું અહીં રહેવા માગતો નથી. તમારાથી દૂર કયાંક બહાર–ગામ ચાલ્યો જઈશ અને સ્વતંત્ર નોકરીધંધે લાગી ગયા પછી છોકરાંઓને બોલાવી લઈશ." વિમલાચરણે પિતાનાં ઘરનો તેમજ ગામનો ત્યાગ કરવાનો પોતાનો દૃઢ નિશ્ચય જાહેર કરતા પિતાને કહ્યું. "તમને હું શું કહું? તમે તો મારું છેક નાનપણથી જ સત્યાનાશ વાળવા માંડયું છે. નાની ઉમરમાં મારાં લગ્ન કરીને તમે મારું જીવન કડવું ઝેર બનાવ્યું છે. એમ ન કર્યું હોત તો આજે મારે એક સામાન્ય

મનુષ્યનાં જીવન જેવી શરુઆત જોવી ન પડત! મેં કેવી કેવી સોનેરી આશાઓ સેવી હતી? મેં કેવા મહાન થવાના મનસૂબા ગોઠવ્યા હતા? એ બધું હવે તમને હું શું કહું? તમારા ભાગ્યમાં એવા સુપુત્રનો લ્હાવો લેવાનો લખાયો જ નથી એટલે જ તમે મારું સત્યાનાશ વાળ્યું છે. જવા દો એ બધું. હવે હું તો ચાલ્યો જાઉં છું. તમે તમારે તમારા કુળ, વંશ, સગાસંબંધીઓ અને નાતજાતની પ્રતિષ્ઠાને જાળવીને સુખેથી રહેજો. હવેથી હું તમારા ને તમે મારા, કોઈ કોઈના માર્ગમાં કંટકરુપ નહિ થઈ શકીએ."

પુત્રના મર્મભેદી મ્હેણાંથી પિતાનું કાળજું કપાઈ ગયું. અંતરનાં અતિશય દુ:ખથી ધ્રુજતા હાથે પિતાએ પુત્રનો હાથ પકડયો. પુત્રે ક્રોધથી તરછોડી નાખ્યો, એટલું જ નહિ પણ એમની નમ્ર વિનવણી તરફ પણ એણે કઠોર બનીને કંઈજ ધ્યાન ન આપ્યું.

"મારી નિર્દોષ ગાય જેવી ગરીબડી દીકરીને કદાપી વિધવા થવાની વાત કહેશો નહિ." બહારગામ જતી વેળા વિમલાચરણે પિતાને છેલ્લી સૂચના કરી: "હું તમારા જેવો પત્થર હૃદયનો-કઠણ કાળજાનો નથી. હું એનો બાપ છું. તમે એને દુ:ખી કરી છે પણ હું એને સુખી કરવા હજુ બનતા પ્રયાસ જરુર કરીશ."

આટલું કહી વિમલાચરણ હરિશપુર છોડી કલકત્તા ચાલ્યો ગયો. નવકિશોરબાબુ નિરંજના અને સુરેન્દ્રને પોતાના ખોળામાં બેસાડી આંખો લુછતા અવાક્ બેસી રહ્યા. સુરેન્દ્ર કરતા ય નિરંજનાને એ ખૂબ ચાહતા હતા. પોતાના પુત્રે જતા જતા પોતાની એ વિધવા પૌત્રીને માટે ઉચ્ચારેલા વાકયોનો ભાવાર્થ એ સમજી શકયા નહિ. ખૂબ વિચાર કરતા એ એટલું જ સમજ્યા કે નીરંજના હજુ નાદાન છે. પુખ્ત વયની થતા પહેલાં એને અત્યારે આવી વિષમ વાત કહેવી કોઈ રીતે ઈષ્ટ નથી. જ્યાં સુધી એ આ વાત સમજવા જેટલી સમજુ ન થાય ત્યાંસુધી અજ્ઞાન રહીને સુખી રહેશે. એથી વિશેષ કોઈ એવો ઉંડો અર્થ એમને એ વાકયોમાંથી હાલ તો સમજાયો નહિ.

× × ×

પરંતુ જ્યારે નીરંજનાના કપાળ પરનો કંકુનો ચાંદલો અને સેંથાનો સિંદુર લુછી નાખવામાં આવ્યા ત્યારે એ આશ્ચર્ય પામી હતી. વળી એ સમયે ઘરમાં થયેલી છાતીફાટ રો-કકળથી એ એથી ય અધિક અચંબો પામી હતી. આ બધું કરવાનું કારણ એણે એની માતાને પૂછ્યું તો એ એનો કંઈ પણ ખુલાસો કરવાને બદલે ડુસકે ડુસકે રડવા લાગી ગઈ હતી. એટલે એ સંબંધી એને વિશેષ કંઈ પૂછવાની એ બીચારી હિંમત કરી શકી ન હતી. એક દિવસ બ્હીતાં બ્હીતાં એણે એ માટે દાદાને પણ પૂછી જોયું હતું, પણ ત્યારે દાદાએ પણ મોઢું બગાડી નાખીને ખેસના છેડા વતી પોતાનું મોં ઢાંકી દીધું હતું. એ પછી તો એ બધું જાણવાની પોતાની તીવ્ર કૌતૂહલવૃત્તિને એ અંતરમાં જ શમાવા લાગી હતી, અને જેમ જેમ દિવસો એક પછી એક પસાર થવા લાગ્યા તેમ તેમ એ બધું ય એ ભૂલવા લાગી ગઈ. વરની અને લગનની વાત પરણ્યા પછી શરુ શરુમાં તો કેટલાક દિવસો સુધી એનાં મગજમાં ગુંજી જતી હતી પણ ત્યાર પછી તો એક રમકડું મળતાં જેમ બાળક પોતાનું બધું ય અગાઉનું રડવાનું-કરવાનું ભૂલી જાય છે, તેમ નીરંજના પણ જતે દિવસે પોતાના લગનની એ વાત ભૂલવા લાગી હતી. પહેલાં જ્યારે બધાં ય એના વરની વાત કરતા હતા ત્યારે 'વર એ કંઇક છે' એમ એ સમજતી હતી. એ પછી તો એ સંબંધી કોઇ કાંઈ કહેતું કે બોલતું ન હતું, એટલે એ પણ કદી યે કોઈ વાત ઉચ્ચારતી ન હતી. એને એ વાતની યાદ કરાવનાર પણ હવે કોઇ ન હતું, કારણ કે નવકિશોરબાબુ એને અન્ય કોઈ બાળક કે બાળકી સાથે હળવા-મળવા કે રમવા-ખેલવા પણ દેતા ન હતા. આમ નીરંજના કંઇક સમજણી થઇ ત્યાં સુધી એના દાદા અને ભાઇ સુરેન્દ્ર એની રમતગમતના સાથી હતા. આખો ય દિવસ એ એમની સાથે રમતી, વાતો કરતી અને હસતી-ખેલતી હતી.

આ અગાઉ નવકિશોરબાબુએ એને વાંચતા-લખતા તો શીખવ્યું હતું. હવે એ અધિક ધ્યાન દઇને એને વધુ વિદ્યાભ્યાસ કરાવવાનો યત્ન કરવા લાગ્યા. શાળાના અભ્યાસક્રમના પુસ્તકોની સાથે સાથે એ

એની પાસે રામાયણ, મહાભારત, રામવનવાસ વિગેરે ધાર્મિક ગ્રંથો પણ વંચાવા લાગ્યા. સવારે અને સાંજે બાગમાં ને નદીકાંઠે નીરંજના અને સુરેન્દ્રને પોતાના બેઉ પડખે બેસાડીને એ એમને કેટલી યે ધર્મ-નીતિની પૌરાણિક કથાઓ કહી સંભળાવતા હતા. પાંચ વર્ષના બાળક ધ્રુવે અરણ્યમાં જઇને કેટકેટલા કષ્ટ વેઠીને શ્રી વિષ્ણુ ભગવાનનાં દર્શનનો લાભ પ્રાપ્ત કર્યો હતો, રાજકુમાર પ્રહ્‌લાદ અનન્ય પ્રભુ ભક્તિને પ્રભાવે કેટકેટલી ભયાનક આફતોમાંથી ઉગરી ગયો હતો; રાજકન્યા સીતા અને સાવિત્રીએ પોતાના માતા–પિતા, સાસુ–સસરા, સ્વામી અને અન્ય સ્વજનોનો સ્નેહ કેવા કેવા કષ્ટદાયક સેવાકાર્યો કરીને સંપાદન કર્યો હતો; રાજકન્યાઓ હોવા છતાં ય તેમણે કેવી કેવી કારમી યાતનાઓ સહન કરી હતી; સાવિત્રીએ યમરાજ પાસે પોતાના મૃત પતિને કેવી રીતે સજીવ કરાવ્યો હતો વિગેરે અનેક નીતિમય કથા–વાર્તાઓ નવકિશોરબાબુ એમને ગંભીર કંઠે કહી સંભળાવતા હતા. ક્યારેક ક્યારેક એઓ રામવનવાસ અને સીતાત્યાગ જેવા ભાવવાહી ચિત્રો ખરીદી આણી એમને એ શોકભરી ઘટનાઓની વાતો સમજાવવા બનતો શ્રમ પણ લેતા હતા. અને એવે સમયે નીરંજના શોકથી વ્યાકુળ થઇ વ્યથિત બની ખરેખરી રડી પડતી હતી. એ જ પ્રમાણે રામનું વનવાસથી પુનરાગમન, રાજ્યપ્રાપ્તિ, અશોકવનમાંથી સીતાનો ઉદ્ધાર વિગેરે સુંદર ને રસમય પ્રસંગોની વાતો સાંભળતી હતી ત્યારે એ પ્રફુલ્લ પણ થતી હતી. એ બધી કથા–વાર્તાઓ સાંભળીને શાંત બની એ સુઇ જતી હતી. રાત્રે પાછું એ બધું ય એ સ્વપ્નમાં પ્રત્યક્ષ નિહાળતી હતી.

વહેલી સવારે ઉઠીને દાદા સાથે જઇ એ બાગમાંથી નવવિકસીત પુષ્પો ચુંટી લાવી એમને માટે પૂજાની સામગ્રી તૈયાર કરી દેતી હતી. નવકિશોરબાબુ પોતાના કપાળે ત્રિપુંડ તાણ્યા પછી એનાં કપાળે પણ ચંદનનું તિલક કરતા હતા. પૂજા–વિધિ પૂર્ણ થયા પછી એ વાંચવા બેસતી. દાદીમા ગુજરી ગયા હોવાથી એની માતા ગિરિબાલાદેવી જ ઘરનો તમામ કારભાર સંભાળતી હતી.

બહાર કોઈ ભિક્ષા માગવા આવતું તો નવકિશોરબાબુ એને અંદર બોલાવી જતા હતા. નીરંજના એને પોતાને હાથે પ્રસન્નતાપૂર્વક પીરસીને પેટભર ભોજન કરાવતી હતી. પછી એની માગણી જેટલું દ્રવ્ય નીરંજનાને હાથે અપાવી નવકિશોરબાબુ એને વિદાય કરતા હતા. નીરંજનાનો આનંદમગ્ન ને પ્રફુલ્લ ચહેરો નિહાળીને નવકિશોરબાબુ ધીમે ધીમે પોતાનું દુઃખ ભૂલવા લાગ્યા હતા. કોઇ રીતે એ કોમળ કલિકાને અંગે સંસારના એવા કોઈ તાપ ન લાગી જાય એ માટે એ ખૂબ જ સાવચેત રહેતા હતા.અને આમ એ ભોળી નીરંજનાના નિખાલસ ને પવિત્ર જીવનનાં વ્હેણુને સાંસારીક માયા મોહને બદલે ત્યાગ, વૈરાગ્ય ને ધર્મભાવના તરફ વાળવા હરેક શક્ય પ્રયાસો એ આદરી રહ્યા હતા.

પરંતુ કુદરતના કાનૂનોની સાંકળ તોડવાના હરકોઈ માનવ–પ્રયાસ હમેશાં મિથ્યા ઠર્યા છે, અને ઠરે છે, એ સનાતન સત્ય છે!

× × ×

આમ જોતજોતામાં બે વર્ષ વીતી ગયાં. નિરંજનાને નવ પૂરા થઈ દશમું અને સુરેન્દ્રને અગીઆર પૂરા થઈ બારમુ વરસ બેસી ચૂકયું હતું. આ બે વર્ષ દરમ્યાન પોતાના પુત્ર સુરેન્દ્રને વિમલાચરણ એક બે વખત પોતાની સાથે કલકત્તા પણુ લઇ ગયો હતો. ત્યાં એણે વકીલાત કરવી શરૂ કરી હતી અને બે વર્ષમાં તો એ ત્યાં ઠીકઠીક જામી પણુ ગયો હતો. પોતાની પત્ની અને પુત્રને મોકલાવી આપવા એણે હવે બે ત્રણવાર પિતાને લખ્યું હતું, પણુ એમણે એનો કોઇ ઉત્તર ન્હોતો વાળ્યો. આજ ફરીથી એની તરફથી એ જ મતલબનો પત્ર આવ્યો હતો. એમાં એણે લખ્યું હતું, કે "હું પૂજાના તહેવારોની રજામાં તમારી તરફ એમને તેડી જવા આવનાર છું. તમે એમને મોકલવાની ઘટતી તૈયારી કરી રાખશોજી."

પુત્રના આ પત્રે પિતાનાં હૈયામાં પાછી હોળી સળગાવી મુકી હતી.



૨૨૮૩૫

## ૩

સમીસાંજનો સમય થવા આવ્યો હતો. નવકિશોરબાબુ નદી કિનારે બેસી ઉદાસ ચિત્તે કુદરતની અકળ કળા અવલોકી રહ્યા હતા. સરિતાના ખળખળ વહેતા જળ પ્રવાહની સાથે કેટલાં મોજાંઓ ઉછળતા આવી કીનારા સાથે જોરથી અથડાઈ ભાંગી–તૂટી જતા હતા એનો એ ગહન વિચાર કરી રહ્યા હતા. એમણે વિચાર્યું કે થોડી જ વાર પહેલાં ધરણી તેજસ્વી સૂર્યકિરણોને છાતી સરસી ચાંપાને હસી રહી હતી. ધીમે ધીમે એ જ સૂર્યકિરણો એજ ધરતીના ખોળામાંથી ખસી જઈ વૃક્ષો ઉપર જઈ રહ્યા અને જોતજોતામાં છેક વૃક્ષોની ટોચ પર ચઢી ગયા. આકુળ–વ્યાકુળ બનીને પૃથ્વી કેમ જાણે વૃક્ષો રુપી શ્યામ હસ્ત ઉંચા કરીને એ કિરણોને પકડી રાખવાનો તનતોડ યત્ન કરી રહી હતી, છતાં એના એ અંતઃકરણપૂર્વકના અપરિમિત યત્નો અંતે અફળ ગયા. આવા આવા વિચારમંથનો મગજને ચકડોળે ચઢાવતા એનું હૃદય ભયથી કંપી ઉઠતું હતું. નિષ્ફળતાના અંધકારની વિરાટમૂર્તિ કેમ જાણે એની ઉપર ઝડપો મારતી નજીક ને નજીક આવી રહી હતી ! ! નવકિશોરબાબુએ એ ભયના ભણકારાથી થરથરી જઈ ક્ષણભર આંખો મીંચી દીધી.

"દાદા !" એટલામાં પાછળથી ચૂપચાપ આવી નિરંજનાએ હેતાળ હૈયે ને પ્રેમાળ હોઠે બૂમ મારી.

તરત જ આંખો ઉઘાડી પાછળ હાથ લંબાવી મોઢા આગળ એંચી લઈ દાદાએ એ પ્રાણપ્રીય પૌત્રીને વ્હાલથી પોતાના ખોળામાં બેસાડી.

"દાદા!" નિરંજના પાછી બોલી.

"કેમ બ્હેન, શું કહે છે?"

"તે દિવસે તમે મનાઈ કરી છે છતાં ય ભાઈ પંખીઓ મારે છે. હમણા જ એણે એક નિર્દોષ પંખીને મારી નાખ્યું છે." દાદાને આટલી વાત કહેતા કહેતા એ કોમળ હૃદયની બાળા રડી પડી.

"ખરેખર!" નવકિશોરબાબુ આશ્ચર્યચકિત અને કંઇક ક્રોધે ભરાઈ બોલ્યા: "મને એની કંઈ ખબર નથી, બેટા, હવે હું એનો બરાબર બંદોબસ્ત કરીશ. લે હવે રડતી રહી જા તો."

"દાદા, મેં જ્યારે ભાઈને કહ્યું, કે તું પંખીને ન માર, ત્યારે એ મારી સામે જોઈ ચાળા પાડીને હસવા લાગ્યો ને કહેવા લાગ્યો, કે હું પંખી નહિ મારું તો શું હાથી–વાઘ મારું? તું તારે જા. તારે કરવું હોય તે કરજે, હું તો પંખીઓ મારીશ. બાપુજી મને શિકાર કરવાનું કહી ગયા છે. શું મારે એમનું કહેવું ન માનવું?" નિરંજના આંખો લૂછતી, ડુસકાં ભરતી ભાંગ્યા–તૂટ્યા શબ્દે આટલું બોલી દાદાની સામે કરુણ નજરે જોઈ રહી.

નવકિશોરબાબુ કંઈ પણ બોલ્યા વગર ચૂપ બેસી રહ્યા.

"દાદા, આટલા દિવસોમાં તો એણે સેંકડો પંખીઓ મારી નાખ્યા છે. તમે એ બંધ નહિ કરાવો?" નિરંજનાએ ઓશીયાળું મોઢું કરી દાદાને ફરીથી વિનંતિ કરી.

"એ મારું કહેવું નહિ માને બ્હેન." નવકિશોરબાબુ ભગ્ન હૈયે નિરાશાસૂચક સ્વરે બોલ્યા.

"કેમ નહિ માને?" નિરંજનાએ વિસ્મિત બનીને પૂછ્યું.

"એને એના બાપુજી શિકાર ખેલવાનું કહી ગયા છે માટે. એનાથી એના બાપુની વાત કંઈ અમાન્ય કરાય કે?"

દાદાનો આ જવાબ સાંભળી એ ચૂપ થઈ ગઈ. ત્યાર પછી બંને જણુ થોડી વાર એમને એમ નદીનાં વહેતાં અસ્ખલિત જળપ્રવાહને જોતા બેસી રહ્યાં.

"દાદા, આ ગંગાના જળતરંગ સ્થિર તો નથી રહેતા, તો પછી એ ક્યાં જાય છે વારૂ?" નીરંજનાએ ચૂપકીદીનો ભંગ કરી દાદાને પ્રશ્ન કર્યો.

"એ હું શું જાણું બ્હેન? હું પણુ એ જ વિચાર કરી રહ્યો છું કે એ કયાં જતા હશે?"

દાદાના પ્રત્યેક જવાબમાં બેપરવાઇ અને ઉદાસીનતાના આભાસથી નીરંજના એમની માનસિક પરિસ્થિતિ ઠીક ન હોવાનું સમજી ગઇ, એટલે એણે એ વાતને એટલેથી જ એકદમ ફેરવી નાખી. એ કળા એ નાનપણુથી જ શીખી હતી. દાદાની નારાજગી એ જોતજોતામાં કળી ગઇ એટલે પછી એ વાતનું વહેણુ પલટી એમને ખુશ કરવાનો પ્રયાસ કરતી બોલી:

"દાદા, આજે પાઠ નથી શીખવવો?"

"ના બ્હેન, આજનો દિવસ તું માંડી વાળ."

"વારૂ, ત્યારે દાદા, એક સારી મજાની વાત કહો જોઉં."

અને પૌત્રીની આ નિર્દોષ માગણીનો આખરે દાદાને સ્વીકાર કરવો પડ્યો.

"જરા થોભો દાદા, હું ભાઈ ને પણુ બોલાવી લાવું." નવકિશોરબાબુ વાર્તા કહેવાની શરૂઆત કરે ત્યાં તો નીરંજના આટલું બોલી દોડતી દોડતી જઇ ને સુરેન્દ્ર ભૈયાને બોલાવી લાવી. બંનેને પોતાની બેઉ પડખે બેસાડીને નવકિશોરબાબુએ વાર્તા કહેવી શરૂ કરી.

"આ એક પૌરાણિક કથા છે. શ્રવણુ નામનો એક સુપુત્ર પોતાના અંધ માબાપને કાવડમાં બેસાડી સેંકડો મુશ્કેલીઓ ને ધીરજને હિંમતથી વટાવતો જુદીજુદી જાત્રાઓ કરાવતો એક ગાઢ અરણ્યમાં આવી પહોંચ્યો. એ પિતૃભક્ત પુત્ર હંમેશા પોતાના અંધ માતાપિતાને નિર્મળ જળવાળાં ઝરણુા પાસેના એક મોટા પત્થર પર બેસાડતો અને

આનંદ અને ભક્તિભાવપૂર્વક એમની પાદસેવા કરતો. વલ્કલ વતી એમને પવન નાખતો અને વનમાંથી ખૂબ રઝળી-રખડીને પણ ફળો વીણી લાવીને એમને ખવડાવતો. એક દિવસે સાંજ પડી ગયા પછી અંધ પિતાએ પુત્ર પાસે પીવાને માટે થોડું પાણી માગ્યું. આજ્ઞાધિન શ્રવણકુમાર જળપાત્ર લઇને પાસેના નદી કીનારે પાણી ભરવા ગયો. નદીના તટ પર પાણીનો લોટો ભરતા ભરતા એક અજાણ ને અદશ્ય હાથથી છૂટેલું તીર આવી અચાનક એની પીઠમાં ખૂંપી ગયું. બસ એ જ ક્ષણે "હે રામ..." બોલતો એ બ્રાહ્મણનો બાળક લોહીમાં લદબદ થઈ ત્યાં જ નિર્જીવ બની જમીન પર ઢળી પડ્યો. વહાલા બાળકો, દૂર દૂરની ઝાડીમાંથી એને કોઈ હિંસક પ્રાણી સમજી ભૂલથી એની ઉપર એ ગોઝારૂં તીર છોડનાર બીજો કોઈ નહિ પણ શીકારે નીકળેલો અયોધ્યાપતિ રાજા દશરથ હતો. બ્રાહ્મણ બાળકના પોતાને હાથે થએલ આ આકસ્મીક ખૂનથી ભયભીત બનેલો દશરથ રાજા ધ્રૂજતા હાથ પર એ મૃત દેહ ઉઠાવી એના પિતા—એ અંધમુનિની પાસે આવ્યો. અંધમુનિ સુકા પાંદડા પર થતાં પગલાંના પ્રત્યેક અવાજે એમ વિચારતા હતા, કે: 'આ મારો શ્રવણ કુમાર જળ લઈને આવી રહ્યો છે.' પણ રે ભાવિ! 'મનુષ્ય ધારે છે કંઈ ને કુદરત કરે છે કંઈ.' પુત્રના એ મૃત દેહને દશરથ રાજાએ અશ્રુભીની આંખે લાવી એ અંધમુનિના ખોળામાં મૂક્યો."

આ છેલ્લું વાકય બોલવું પૂરૂં કરતા કરતા તો નવકિશોરબાબુ હૃદય ભરાઈ આવતાં બાળકની જેમ મોટેથી રડી પડ્યા. અશ્રુપૂર્ણ નયને નીરંજના પણ સ્થંભી ગઇ.

"દાદા, વિમલાચરણ આવી પહોંચ્યા છે. ઘરના એક નોકરે આવીને એ જ વખતે એમને પુત્રનાં આગમનની ખબર આપી.

"ભલે, એને અહીં આવવા કહે." આંખો લૂછતા ને સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતા બાબુજી બોલ્યા.

નોકરે તરત જઈને પોતાને મળેલો જવાબ વિમલાચરણને કહી સંભળાવ્યો, એટલે તરતજ પુત્રે ત્યાં સામા દોડી આવીને પિતાને પ્રણામ કર્યા.

"મારૂં શરીર હવે ઠીક રહેતું નથી." થોડીવાર પિતા–પુત્ર બેઉ ચૂપચાપ બેસી રહ્યા પછી વિમલાચરણે જ વાતચીતની શરુઆત કરતા કહ્યું : "એકલા રહેવાથી ને ગમે એમ ખાવાપીવાથી મને ઘણી તકલીફ પડે છે, એટલે આવતી કાલે હું બધાને મારી સાથે તેડી જવાનો છું."

નવકિશોરબાબુ ચૂપચાપ સાંભળી રહ્યા. એમણે કશોય પ્રત્યુત્તર ન વાળ્યો.

"હું ધારું છું કે એમાં આપને કોઈ એવો ખાસ વાંધો તો નહીં જ હોય!" વિમલાચરણે વૃદ્ધ પિતાને મૌન રહેલા જોઇ પાછી એ વાત છેડી.

છતાં એમણે આ વેળા પણ એને કંઈ જ ઉત્તર આપ્યો નહિ.

"કાલે જવાને તૈયાર થઈ જવાનું તમે એને કહેજો. કાલે બપોરની ગાડીમાં રવાના થવાનું છે."

આટલું કહીને વિમલાચરણ ઉઠીને ત્યાંથી ઉભો થયો. ત્યાં તો નવકિશોરબાબુએ જવાને તૈયાર થયેલા પુત્રનો હાથ એકદમ આવેશ-પૂર્વક ઝાલી લીધો.

"મારી એક વાત માનીશ?" ઉતરેલે ને દયામણે મોઢે નીરંજનાના દાદાએ બહુવારે હોઠ ઉઘાડ્યા.

"શી વાત?" વિમલાચરણે બેપરવાઈથી પૂછ્યું.

"નિરંજનાને મારી પાસે રાખતો જજે."

"હવે એ અસંભવિત છે. તમે તો એનાં જીવનનું સત્યાનાશ વાળ્યું છે. હજુ કંઈ બાકી રહ્યું છે?"

વિમલાચરણ આટલું બોલી ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલતો થઈ ગયો.

"દાદા, હું નહિ જાઉં. મને બાપુજી સાથે મોકલશો નહિ." બંને હાથ લાંબા કરી દુઃખી દાદાને ગળે વળગી પડી નિરંજના રડવા જેવી થઈ ગળગળા સાદે બોલી.

"ના બ્હેન, તારે જવું જ જોઈએ." નવકિશોરબાબુ દુઃખથી રડતા રડતા પૌત્રીના ગાલે ચુમી લઈ બોલ્યા: "તારા બાપુજીનો તારા પર હક છે. એમની ઈચ્છાવિરુદ્ધ તારે ન વર્તવું જોઈએ. તું ત્યાં થોડા દિવસ રહી પછી પાછી મારી પાસે આવતી રહેજે."

એ વખતે ઘરમાંથી માતાએ મોટેથી બૂમ મારી એને બોલાવી એટલે એ દાદા પાસેથી એકદમ દોટ મુકી દોડી ગઈ. નવકિશોરબાબુ પેલા અંધ મુનિની વાતનો વિચાર કરતા કરતા ત્યાં જ બેસી રહ્યા. વિચારમાં તલ્લીન બની જતા એમણે એકાએક આંતરચક્ષુથી જાણે એવું જોયું કે એ અંધ મુનિની માફક એક સુંદર મુખાકૃતિવાળો મૃતદેહ પોતાના ખોળામાં પણ પડેલો છે. એ જોઈને એ કંપી ઉઠયા. કંપિત હૃદયે વિવશ બની એ જમીન પર આળોટી પડયા. એકાએક એમનાથી બોલી જવાયું: "હે ભગવાન! હું મરી જાઉં તો કોઈ એવી ખોટ પડવાની નથી પણ વિમલાચરણને—એનાં કુટુંબને એ શાપનો સ્પર્શ ન થાઓ! મારી નિરંજનાનું કોઈ અમંગળ ન થાઓ."

× × ×

બીજા દિવસની બપોર થઈ. બાંધીને તૈયાર કરેલો સરસામાન ઉંચકીને ગાડામાં ભરવામાં આવ્યો. વિમલાચરણ પિતાને નમસ્કાર કરી ગાડામાં જઈ બેઠો. સુરેન્દ્રે આવી દાદાને પ્રણામ કર્યા. દાદા એને આલિંગન કરવા ગયા ત્યાં તો એ હસતો હસતો એમની પાસેથી દોડી જઈ ગાડામાં ચઢી બેઠો. નિરંજના અશ્રુપૂર્ણ નયને દાદાનો હાથ મજબૂત પકડી રાખીને ઉભી હતી. એની મા સસરાની ચરણરજ લઈ માથે ચઢાવી, એમના સ્નેહભીના આશીર્વાદ લઇ ગાડામાં જઈ બેઠી ત્યારે એ ગમે તેમ તો યે સાચા શુભેચ્છક—પિતા છે એ લાગણીથી ગળગળી થઈ ગઇ. નિરંજનાએ હજુ સુધી ધડકતી છાતીએ દાદાના હાથને મજબૂત પકડી રાખ્યો હતો. દાદાના સ્નેહમય હાથમાંથી હવે પોતાને કોઈ છોડાવી શકશે નહિ એમ એ ધારી રહી હતી. પુત્રીનું દીલ પારખી જનાર એની પ્રીય માતા ગિરિબાલાએ ભરાયલે હૈયે સ્વામીને કહ્યું: "નીરુને થોડાક દિવસ એના દાદા પાસે રહેવા દો તો શો વાંધો છે? એ એકલા કેમ રહી શકશે?"

વિમલાચરણે પત્નીને એની વિનંતીનો ઉત્તર આપવાને બદલે ભવાં ચઢાવી આંખના ડોળા કાઢી એની સામે જોયું, એટલે એ બાપડી

એમનો મનોભાવ પામી જઈ ચૂપ થઈ ગઈ. વધુ વિવાદ કે મમત કરવાની હિંમત એનામાં ન હતી.

આખરે નવકિશોરબાબુએ ચારે બાજુ નજર ફેરવી જોયું કે બધા હવે નિરંજનાને માટે જ ખોટી થઈ રહ્યા હતા, એટલે એ એના માથા ઉપર પ્રેમાળ હાથ ફેરવતા બોલ્યા :

" જા બ્હેન, હવે ડાહી થઇને ગાડામાં બેસી જા. "

આટલું કહેતાં પણ દાદાના હોઠે કંપારી વછૂટી હતી. આંખો સજળ થઈ હતી. કાળજાનાં કટકા થઈ રહ્યા હતા સમજુ નીરંજના આ બધીય અંતરવેદના સમજતી હતી. એ એમનો હાથ છોડી ત્યાંથી જરાય ખસી નહિ, અને દાદાએ જ્યારે બળપૂર્વક પોતાના હાથમાંથી એનો હાથ છોડાવ્યો ત્યારે એ બેઉ હાથે મોઢું ઢાંકી દઈ ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

" છિ : ! આવી તે ગાંડાઈ હોય ! પોતાના બાપુજી સાથે જતાં તે કાંઈ રોવાતુ' હશે ? કિશોરબાબુ અસીમ ધૈર્યબળથી આંખમાંથી વહેતાં આંસુઓ અટકાવીને વ્હાલપ દાખવતા એને દીલાસો દેતા બોલ્યા: " તને ત્યાં ન ગમે તો તું તારે જલદીથી પાછી અહીં આવતી રહેજે, પણ અત્યારે તો જા. બાપુજીની સાથે જઈ એમનું પણ થોડા દિવસ માન રાખ. "

" પણ દાદા, હું પાછી ક્યારે આવીશ ? " નીરંજનાએ દયામણું મોં કરી પૂછ્યું.

પૌત્રીનો આ પ્રશ્ન સાંભળી નવકિશોરબાબુ ગદ્‌ગદીત થઈ ગયા. પોતાનો ધ્રુજતો હાથ એના માથા પર મૂકી કંપિત સ્વરે એ બોલ્યા: " પરમેશ્વરની યા તારા પિતાની ઈચ્છા હશે ત્યારે ! બેટા, જ્યાં જાય ત્યાં સ્વધર્મમાં રહી સુખી થજે અને ભગવાનમાં ભરોસો રાખજે. એ સૌ સારૂં કરશે. " આટલું બોલી નવકિશોરબાબુએ પાછા વળવા પીઠ ફેરવી બે પગલાં ઉપાડયા.



"દાદા, દાદા, પણ હવે હું પાછી નહિ આવી તો! બાપુ મને તમારી પાસે પાછી નહિ આવવા દે તો!" નીરંજનાના આ મર્મવેધક બોલ એનાં મોઢામાં જ રહી ગયા. વિમલે એને હાથ પકડી ગાડામાં પટકી દીધી. ગાડું ચાલતું થઈ ગયું. એનાં પૈંડાનો ઘોર થોડી વાર પછી સંભળાતો બંધ થઈ ગયો. પણ ભાવિની ભયાનક આગાહી સમા એના એ કરૂણાજનક બોલ નવકીશોરબાબુના કાનના પડદા ચીરી સોંસરા ધુસી ગયા; તે ખૂબ ખટકવા લાગ્યા.

ખરેખર! વિધાતાના લેખને કોણ મેખ મારી શકે!

× × ×

નીરંજનાને ચાલ્યા ગયાને લગભગ એક માસ વીતી ગયો છે. નવકિશોરબાબુ હજુ યે હંમેશમુજબ સાંજે નદીના કાંઠે આવીને બેસતા હતા. સૂર્યના કિરણો ધરાદેવીને ખોળે ખેલી-કૂદીને ચાલ્યા જતા હતા. ગંગાના જળતરંગો ઉછળી ઉછળીને ઘાટ સાથે અફળાઈ-ઝીકાઈ પાછા પ્રવાહમાં ભળી જતા હતા અને ધીમે ધીમે વિરાટ અંધકાર આવી જળ-સ્થળ સર્વને એકાકાર કરી દેતો હતો, ત્યારે ગંભીર નિસાસો નાખી નવકિશોરબાબુ ઘેર પાછા ફરી પોતાના એકાંત ઓરડામાં જઈ સુઈ જતા હતા. એમની આંખમાંથી એ વેળા જે એક બે ટીપાં નિકળી ગાલને ભીંજવી ઓશિકા પર પડતા હતા તે અશ્રુબિન્દુ ન હતા પણ હૃદયનાં રકતબિન્દુ હતા.

પ્રભાતે ફાટક પર આવીને નવકિશોરબાબુ ઉભા રહેતા હતા. પક્ષીઓના કિલ્લોલ રવને ડુબાવી દઈને "દાદા, હું હવે પાછી ક્યારે આવીશ?" ના એ કાલકાલુદીભર્યા શબ્દો આવીને કાન પર અથડાવા લાગતા એટલે એ એકદમ અંતઃપુરમાં ચાલ્યા જતા હતા.

વિમલાચરણે કલકત્તે પહોંચ્યા પછી પત્ર લખ્યો હતો પરંતુ નવકિશોરબાબુએ તેનો કોઈ જવાબ વાળ્યો ન હતો, તેથી તેણે પણ ત્યાર પછી પત્ર લખવો બંધ કર્યો હતો. વિમલાચરણનો આવેલો પત્ર લઈ એ દિવસમાં સાત આઠ વાર વાંચતા હતા. એ પત્રમાં લખ્યું હતું કેઃ " અમે ક્ષેમકુશળ અત્રે આવી પહોંચ્યા છીએ. બધા ય ખુશી-મજા'માં છીએ. તમારી તબિયતના સમાચાર જણાવતા રહેશો...વગેરે..."

પરંતુ એ પત્રમાં સુરેન્દ્ર કે નીરંજનાનાં નામનો ઉલ્લેખ સરખો યે ન હતો.



## ૪

કલકત્તા આવ્યા પછી નીરંજનાના શરુ શરુના કેટલાક મહિનાઓ મહા મુશ્કેલીએ પસાર થયા હતા. આવતાની સાથે અસંખ્ય પચરંગી માનવીઓના કોલાહલ અને દોડધામથી ગાજી રહેલી એ ભવ્ય નગરી એને ધુમાડાના બાચકા જેવી લાગી. દશ વર્ષની વયની એ બાલિકાનાં મનમાં થયું કે જેમના ખોળામાં ખુંદતા–ખેલતાં હું આટલી મોટી થઈ છું એ માયાળુ દાદાથી વિખૂટા પડવાથી આંખમાં આવી જતાં આંસુને લીધે ચારે દિશાઓમાં પોતાને અંધકાર દેખાય છે. આ દશામાં માતાની માયા–મમતા, પિતાની પ્રેમાળ લાગણી, ભાઈની કૌતૂકભરી વાતચીતો વિગેરે કંઈ પણ એના મુખ પર હાસ્ય સ્ફુરાવી શકતા ન હતા.

"બા, હવે મારે દાદા પાસે પાછું જવું છે." એમ માતાના ખોળામાં આળોટી પડીને નીરંજના એની માતાને વારે ઘડીએ કહેતી હતી. માતા એને બહુ બહુ સમજાવતી હતી; રમવાને રંગબેરંગી રમકડાંઓ, ખાવાને મનગમતી ચીજો અને પહેરવા–ઓઢવાને તરેહ તરેહના કપડાલત્તા વેચાતા લઈ આપતી હતી. પિતા વિમલાચરણ પણ એને પોતાની સાથે લઈ જઈ ઈડન ગાર્ડન, પશુપક્ષીનું સંગ્રહસ્થાન મ્યુઝીયમ, ફોર્ટ, થિયેટર વિગેરે બતાવતા હતા તેમજ કેટલાં યે સારાં સારાં પુસ્તકો ખરીદીને અપાવતા હતા, છતાં ય નીરંજનાને શાંતિ વળતી ન હતી.

પરંતુ કાળ સર્વાચ્છાદક અને સર્વ ક્ષતિનો પૂરક છે. આસ્તે આસ્તે લાચાર ને વિવશ નીરંજના એ ભૂતકાળનાં-બાલ્યકાળનાં સંસ્મરણો ભૂલવા લાગી. એનું મન ચોવીસે કલાક એની ચોતરફ રચીપચી રહેલા ભવ્ય ને માયાવી વાતાવરણમાં પરોવાવા લાગ્યું. એ ધીમે ધીમે એની માતાની સાથે હસીને વાતો કરવા લાગી. એ માતા આગળ કંઈ જોઈતું મેળવવા માટે લાડ કરતી હતી તેમજ પિતા પાસે બેસી કેટલી યે સુંદર વસ્તુઓ લાવી આપવાને વિનંતિ કરતી હતી. પુત્રીને ધીમે ધીમે પોતાની સાથે હળતી-મળતી થયેલી જોઈને માતા-પિતાએ છૂટકારાનો દમ ખેંચ્યો-મનની પરમ શાંતિ મેળવી.

આમ છતાં ય કોઈ કોઈ વાર એ એકલી પડતી ત્યારે એને દાદાની સ્નેહમય વાતો અને એમનું માયા-મમતાભર્યું મુખ યાદ આવી જતું ને એ છૂટી પોકે રડીને શાંતિ અનુભવતી; પણ વળી પાછી થોડીજ વારમાં બાળ-સુલભ રમતગમત અને મોજશોખમાં પડી જતાં એ બધું ય ભૂલી જતી હતી. પોતાને બોલાવી લેવા માટે એણે દાદાને વિનયપૂર્વક એક પત્ર લખ્યો હતો. એનો એને કોઈ ઉત્તર મળ્યો નહિ, એટલે ફરીવાર પાછો એક પત્ર લખ્યો, એનો પણ કોઈ પ્રત્યુત્તર મળ્યો નહિ. આથી એને ખૂબ ખોટું લાગી આવ્યું અને લાગલાગટ બે દિવસ તો એણે રડયા જ કર્યું. માએ સમજાવી ને વળી પાછી એ એ વાત ભૂલી ગઈ. એને બિચારીને એ ખબર ન હતી કે પોતાનો લખેલો પત્ર ટપાલમાં નખાતો જ ન હતો અને એથી જ દાદા તરફથી એનો કોઈ પણ જવાબ મળતો ન હતો! નવકિશોરબાપુએ બહુ દિવસે શુભ આશીર્વાદ આપતો એક પત્ર નીરંજનાને લખ્યો હતો, એની એને જાણ થઈ, પણ ઘણું ય રોકકળ કર્યા છતાં ય વિમલાચરણે એ પત્ર એને વાંચવા આપ્યો નહિ. નવકિશોર-બાપુ પણ લાંબા સમયથી પોતાની લાડકી પૌત્રી તરફથી કોઈ પત્ર ન આવ્યાથી એ વાત સમજી ગયા હતા, એટલે એમણે પણ ફરીથી પત્ર લખવાનો વિચાર કર્યો નહિ.

થોડા જ દિવસમાં નીરંજનાએ જોઈ લીધું કે પોતે જે ખાવાને ટેવાયલી હતી એ અહીંઆ કોઈ ખાતું ન હતું. એથી એ હમેશાં જમવા

બેસતી વખતે રડતી હતી અને માતા જે કાંઈ ખાવાનું આપતી હતી એ એને પરાણે ખાવું પડતું હતું. માંસ–મચ્છી ખાતા શરુઆતમાં એને અતિશય ઘૃણા ઉપજતી હતી, કારણ કે એના દાદા એ બધું કદી ખાતા ન હતા; તેમ કોઈને ખવડાવતા પણ ન હતા. એ ખાવાને એ જ્યારે ના પાડતી હતી ત્યારે માતા એના પર ગુસ્સે થતી હતી અને પિતા ખીજવાઈને કહેતા, કે 'અમે ખાઇએ છીએ તો પછી તને શો વાંધો છે?' ભૂખ્યા તે ક્યાં સુધી રહેવાય! એટલે છેવટ એ બીચારી લાચાર બનીને જે ભાવે તે કટાણું મોઢું કરી ખાઈ લેતી હતી. આમ આસ્તે આસ્તે એને એ બધો ખોરાક ખાવાનો પણ મહાવરો પડી ગયો. ભારે દરદાગીના, કીમતી લુગડાંલત્તા, સુગંધી સેન્ટો, બૂટ, મોજાં વિગેરેનો ઉપયોગ એણે લગ્ન પછીની સમજણી જીંદગીમાં કદીયે કર્યો ન હતો. વળી એને એ બધું પહેરવા–વાપરવાનું ગમતું ય ન હતું; પણ ધીમે ધીમે એ માટેનો એનો અભાવ પણ ઓછો થઈ ગયો. નિર્દોષ નીરંજનાને સહવાસ, શિક્ષણ, સમજાવટ ને સંજોગોનો ચેપ લાગવા માંડયો. સીલ્કનું ગાઉન, બૂટ, મોજાં, એરીંગ વિગેરે પહેરી, નાનકડે અંબોડે વેણી બાંધી એ ભાઈની સાથે મકાનના વિશાળ ચોકમાં દોડાદોડી કરતી ને રમતો રમતી હતી. પિતા વિમલાચરણ એ બધું સ્નેહપૂર્ણ આંખે જોઈ ખૂબ આનંદ પામતો હતો. સાંજ પડયા પછી ઉજ્જ્વળ ગેસની બત્તીના પ્રકાશથી ઝળહળતા ઓરડામાં ભાઈ સાથે ખુરસી ટેબલ પર બેસી એ શિક્ષક પાસે અંગ્રેજી અને સંસ્કૃત ભાષા શીખતી હતી. સવારે પિતા અને ભાઈની સાથે ચાહ પીને ફરવા જતી હતી અને કેટલાંયે સુંદર સુંદર મકાનો, કેટલાયે મોટા મોટા રસ્તાઓ, કેટલાયે લોકો અને કેટલાયે ગાડીઘોડાની અવરજવર જોતી હતી. હરીફરીને ઘેર પાછા આવ્યા પછી પાછી એ વાંચવા બેસતી હતી. જમવાના વખતે પિતા, માતા અને ભાઈની સાથે બેસીને એ હવે આનંદપૂર્વક જમતી હતી. આમ છતાં ય દિવસમાં હજુ કોઇ કોઇ વાર દાદાનું સ્નેહમય મુખ એનાં મનમાં ને મનનાં યાદ આવ્યા

વગર રહેતું ન હતુ. આમ આનંદ, રમતગમત અને સ્નેહમાં તો વળી કોઈવાર આંખમાં આંસુ લાવી રડવામાં નીરંજનાના દિવસો ગુજરવા લાગ્યા.

× × ×

એક બાહોશ ને વિદ્વાન વકીલ તરીકે વિમલાચરણની વિખ્યાતી કલકત્તામાં વધ્યે જતી હતી. વકીલાતનો વ્યવસાય વધવાની સાથે એની કીર્તિ ને લક્ષ્મી પણ ખૂબ વધી હતી. ધાર્મિક સિદ્ધાંતે જો કે પોતે બ્રાહ્મ–પ્રાર્થનાસમાજી હતો છતાંય ખમીસની નીચે છુપાવીને જનોઇ પહેરી રાખવામાં એને કોઈ વાંધો નડતો ન હતો. વળી એ જો કે સમાજમાં બહુ જતો–આવતો કે હળતો–મળતો ન હતો છતાંય એ પ્રકૃત શિક્ષિત, નવસંસ્કારપ્રિય અને સુસભ્ય હોવા માટે કોઈપણ બેમત ધરાવતું ન હતું. એની પત્ની ગિરિબાલાને શરુ શરુમાં એના દોસ્ત–બિરાદારો અને સ્નેહીસંબંધીઓને ત્યાં હળવા–મળવા જવામાં તેમજ સોસાયટી–પાર્ટીના મેળાવડા વગેરેમાં સજોડે હરવા–ફરવામાં શરમ ને સંકોચ નડતો હતો, પરંતુ પતિના કડક ધાકને લીધે ફરજિયાત એમ કરતા કરતા હવે એને પણ અભ્યાસ પડી ગયો હતો. પોતાની સાથે વિધવા પુત્રીને પણ હરવા–ફરવાની, મોજમજાહ મ્હાણવાની ને શૃંગાર–આભૂષણના ઠઠેરાની હદ બહારની અપાતી છૂટછાટ માટે પતિ સમક્ષ વિરોધ બતાવવાની એનામાં હિંમત ન હતી. અને આમ બીજા બે વરસ વધુ પસાર થઇ ગયા.

× × ×

બાર વરસની નીરંજના હમણા બેથુન સ્કુલમાં ભણતી હતી. એને ઘેર ભણાવવાને એક શિક્ષક પણ આવતા હતા. સુરેન્દ્ર એન્ટ્રેન્સ ક્લાસમાં હતો. દોસ્તબિરાદરો જ્યારે બાર વર્ષની વયની બાલિકા નીરંજના અને ચૌદ વર્ષની વયના સુરેન્દ્રના ગુણ, સરળતા, શિક્ષણ, ને સૌકુમાર્યના એકે અવાજે વખાણ કરતા હતા ત્યારે વિમલાચરણની છાતી હર્ષ–આનંદથી ગજ ગજ ઉંચી ઉછળતી હતી. એ જ્યારે એને આદર્શ પિતા કહેતા હતા ત્યારે એ ગર્વથી ગંભીર મોં કરી કહેતો હતો, કે:

"હજુ એમની પરીક્ષા આવી નથી પણ જ્યારે એ પરીક્ષામાં ઉંચા નંબરે પાસ થશે ત્યારે જાણીશ કે હું પિતાનાં નામને બરોબર યોગ્ય છું."

નીરંજનાને હવે કોઇપણ પ્રકારનું દુઃખ ન હતું. એના યૌવનભર્યાં અંગેઅંગ નવસૌન્દર્યથી ખીલી રહ્યાં હતાં. એ હવે ગાડીમાં બેસી ગાઉન પહેરી, પીઠ પર સુંદર ચકચકિત વેણી લટકતી રાખીને સ્કુલે જતી હતી. સ્કુલમાં સ્ત્રી શિક્ષિકાઓ એની નમ્રતા, સરળતા અને અધ્યયનમાં ચપળતાના ગુણુથી એને ખૂબ ચાહતી હતી. ગાડીમાં બેસીને સાંજે ઘેર પાછી ફરતી વખતે એ દરરોજ જે ગલીમાંથી આવતી હતી, તે ગલીમાં ફાટ્યા-તૂટ્યા લુગડાં પહેરેલા ભિખારીઓ ખોળા પાથરીને ભીખ માગવા બેસી રહેતા હતા. રસ્તાની એક બાજુ ગાડી ઉભી રાખવાનું ગાડીવાનને કહી એ ભિખારીઓને પોતાની પાસે બોલાવી એમનાં દુ.ખની વાત વારંવાર પૂછતી હતી અને પારકાને દુઃખે પોતે દુઃખી થતી હતી. એની આંખમાં એથી આંસું પણ આવી જતા હતા. એનામાં હવે પહેલાના જેવું કંઇ જ રહ્યું ન હતું. આમ છતાં ય જે ઉષાના કિરણુસ્પર્શથી જીવનની પ્રથમ કલી ફુટી હતી એ કિરણુનો પ્રકાશ એના પ્રાણુ સાથે સંકળાઇ ગયો હતો એટલે પિતાના સેંકડો દુઃખમાં ઉછરેલી બાલિકા દુઃખની છબી જોઇને હજુ ય ઘણીવાર રડી ઉઠતી હતી. દરિદ્રોનાં દુઃખની વાતો સાંભળી સુગંધિત રુમાલ વતી આંખો લૂછતી એ વ્યથિતહૃદય બાલિકા એમના હાથમાં પૈસા આપતી અને ગદ્‌ગદિત અવાજે કહેતી, કે : "તમે હમેશાં અહીં જ ઉભા રહેજો." ત્યારપછી ગાડી હંકારાવી એ ચાલી જતી હતી. બીજે દિવસે સાંજે આવી પેલા દરિદ્રો આશાપૂર્ણુ હૃદયે ત્યાં જ ઉભા રહેતા અને ક્યારે એ મોટી કાળા ઘોડા જોડેલી ગાડીમાંથી એ સુંદર ગૌર મુખ અંધકાર છેદતી ઉષાની જેમ પોતાની તરફ જોશે એની રાહ જોતા હતા. હાલ તો નિરંજનાનું આજ નિત્યકાર્ય થઇ પડયું હતું. એના પિતા એને મનગમતી વસ્તુઓ ખરીદવાને જે પૈસા આપતા હતા એનો ઉપયોગ એ આ પ્રમાણે કરતી હતી. પણ એના પિતાને આ બાબતની કંઇ જ ખબર ન હતી.

× × ×

"નીરુ, આજે સાંજે મેં આપણે ત્યાં ઘણા માણસોને જમવા આવવાનું આમંત્રણ આપ્યું છે." એક દિવસ સવારે ગિરિબાલાએ નીરંજનાને પોતાની પાસે બોલાવી લાડકે ટુંકે નામે સંબોધી કહ્યું. "જોને, આ તારું માથુ કેવું મેલું થઈ ગયું લાગે છે! આમ આવ, આજ હું તને એ બરાબર ઓળી દઉં. પછી પેલી પીરોજા રંગની સાડી ને નવું આણેલું તપખીરીઆ રંગનું બ્લાઉઝ પહેરજે."

"પણ આજે આ બધી ધામધૂમ શેની છે બા? એવો તે આપણે ત્યાં શો શુભ પ્રસંગ છે?"

"તને ખબર નથી? આજે તારો જન્મદિન છે. આજ તને બાર વરસ પૂરાં થઈ તેરમું બેસે છે. તારા બાપુજી તારે માટે બજારમાંથી કેટલી યે સુંદર વસ્તુઓ ખરીદવા ગયા છે. તે દિવસે તેં એમને પીયાનો આણી આપવા કહ્યું હતું ને? આજે એ તને એ લાવી આપવાના છે."

પીયાનાનું નામ કાને પડતાં જ નીરંજનાના આનંદનો પાર ન રહ્યો. સ્કુલમાં પોતાની શિક્ષિકા પાસે એ પીયાનો વગાડતા શીખી હતી; એટલે આજે પોતાની જન્મદિનની ખુશાલીની ભેટ તરીકે પોતાને માટે આજે એક પીયાનો આવશે એ જાણી એ ખુશ ખુશ થઈ ગઈ. ઓરડામાં ઝટપટ દોડી જઈ એ આયનો, કાંસકી અને તેલ લાવી વાળ ઓળાવવા ડાહી ડમરી થઈ માતા પાસે આવીને બેઠી.

"બા, મારો જન્મ કયાં થયો છે?" થોડીકવાર ચૂપ બેસી વેણી ગુંથાવી રહ્યા પછી એણે માને સવાલ કર્યો.

"એટલી ય તને ખબર નથી ગાંડી? દાદા રહે છે ત્યાં વળી—હરિશપુરમાં."

"બા, આપણું ત્યાં એક મોટું ઘર છે ખરુંને?" નીરંજના જરા ચમકી જઈને પાછી બોલી.

"હા."

બસ બીજી જ ક્ષણે એણે માની કોટે વળગી પડી પોતાનું મોં એના ખભા પર ઢાળી દીધું. માતાએ પુત્રીનું મોં ઉંચું કરી જોયું તો

એ ઉદાસીનતાથી ભર્યું હતું. આંખોમાં અશ્રુબિન્દુઓનાં ઝળઝળીઆં હતાં.

"કેમ બેટા, એટલી વારમાં તને શું થયું?"

"કંઈ નહિ, આજ બહુ દિવસે એ આપણું વહાલું વતન, ઘર અને દાદા સાંભરી આવ્યા. એ મને ખૂબ વ્હાલ કરતા હતા, ખરું ને?" નીરંજના ભાંગ્યાતૂટ્યા ગદ્દગદિત અવાજે બોલી.

"હા, બેટા...પણ એ બધી વાત તું આજે ભૂલી જા...આજે તો..." ગિરિબાલા આગળ ન બોલી શકી. ભૂતકાળની મહાપ્રયાસે ભૂંસાયલી સ્મૃતિ એની નજર સામે પાછી તાજી થઈ જતાં એને ગળે ડુમો ભરાયો. અધુરૂં વાક્ય એનાં મોંઢામાં જ રહી ગયું. પુત્રી ન જાણે એમ એણે સાડીના પાલવે પોતાની આંખમાં તરી આવેલાં બે મોતીના દાણા જેવા અશ્રુબિન્દુઓ ધીરે રહીને લૂછી નાખ્યાં. વાત્સલ્યભર્યે હાથે એ ગમગીન નિરંજનાને માથે હાથ ફેરવી બોલી: "જા, હવે જલદી નાહી-ધોઈ ઝટપટ પરવારી પછી મેં કહ્યા છે તે મુજબ કપડાંલત્તા બદલી નાખ."

પણ નિરંજના એ આંસુ જોઈ ગઈ હતી—અંતરમાં સમજી ગઇ હતી.



૫

એ દિવસના આનંદ – ઉત્સવના આમોદપ્રમોદમાં નીરંજના અધિક ભાગ લઈ શકી નહિ. દીર્ઘ સમયથી વાંચ્છિત મળેલો પિયાનો, જન્મદિન પ્રસંગે મળેલી બેશુમાર કીમતી ભેટો, પિતાના સ્નેહભર્યા શુભ આશીર્વાદો, માતાના વ્હાલભર્યાં ચુંબનો, મહેમાનોની મંગળ કામનાઓ વગેરેથી પણ એનાં અંતઃકરણની ઉદાસીનતા કેમે કરી દૂર ન થઈ. અસંખ્ય દિવાઓની રોશનીથી ઝળહળી રહેલા ઓરડામાં પ્રશંસાના-પુષ્પો વેરતી વ્યક્તિઓ વચ્ચે મૂલ્યવાન ને સુશોભિત વસ્ત્રાલંકારોમાં સજ્જ થઈ બેસવા છતાં પણ એનાં હૃદયમાં મુદ્દલ ઉત્સાહ ન હતો. આખરે જ્યારે એ ખાણીપીણી ને હસીખુશીની ધમાલ ખતમ થયા પછી એની માતા એના સુવાનાં ઓરડામાં આવી, ત્યારે પ્રાણથી અધિક વ્હાલી પુત્રીને બેઉ હાથે મોઢું ઢાંકીને એણે સુતેલી જોઈ. વ્હાલસોઈ માએ તરતજ દીકરીને પોતાની પડખે લઇ લીધી. એનાં મોઢાં ઉપર હાથ ફેરવતાં એને જણાયું કે એની આંખોમાંથી દડ દડ ઉન્હા આંસુ વહી-રહ્યાં હતાં; એ ડુસકાં પર ડુસકાં ખાઈ રહી હતી.

"કેમ બેટા, શું થાય છે? શા માટે રડે છે?" માતાએ ઉદાસ થઈને પૂછ્યું.

"કંઇ નહિ બા!" માતાના ખભા પર માથું ઢાળી દેતાં નીરંજનાએ ટુંકો ઉત્તર આપ્યો. "કોણુ જાણે કેમ તે મને આજે કંઇ જ ગમતું નથી. અનિચ્છા છતાં ય મારી છાતી ભરાઈ આવે છે અને મારાથી રડી દેવાય છે."

"એવું પોચું મન ન રાખીએ બ્હેન! લે સાંભળ, હું તને એક વાર્તા કહું." સાડીના છેડા વતી પુત્રીની ભીની આંખો લુછતા લુછતા માતાએ વાત્સલ્યભર્યા ભાવે કહ્યું.

"તું મારાં નાનપણુની વાત મને કહી સંભળાવ બા!"

"નાનપણુની વાત! એ વળી કઇ?"

"નાનપણુમાં હું કોની કોની સાથે રમતી-ખેલતી હતી? કોની કોની સાથે હસીખુશીને વાતો કરતી દિવસો પસાર કરતી હતી? એ બધી વાત."

હવે ગિરિબાલા દીકરીનાં દીલની વાત સમજી શકી. છતાં એ ભૂતકાળની દુઃખદ ઘટનાઓ ભૂલાવી દેવા એણે અજાણુપણુાનો ડોળ કરીને પુત્રીનાં મનનું સમાધાન કરતાં કહ્યું:

"તું તો હજુ એવીને એવી જ નાદાન રહી. નાનાં બાળકો વળી કોની સાથે રમતા-ખેલતા હશે? કોની સાથે વાતો કરતા હશે? તું તારા ભાઈ સુરેન્દ્ર અને તારા જેટલી ઉંમરના બાળકો સાથે રમતી-ખેલતી હતી."

"મને તો એ બધું કંઈ સાંભરતું નથી. ફક્ત એક જ જણુ મને તો બસ વારે ઘડીએ યાદ આવે છે." એક ઉંડો નિસાસો નાખીને નીરંજના બોલી.

"એ તો તારો ભ્રમ છે. ઘરમાં રાત દિવસ જેની સાથે રહીએ, એ મનમાં આવ્યા જ કરે."

"કદાચ એમ પણુ હોય!" એ વગર વિચારે બોલી પડી. વળી પાછું કંઈક યાદ આવતા એ એકાએક થંભી ગઈ. થોડી વાર આખા યે ઓરડામાં નિરવતા છવાઇ ગઇ.

"બા, મને જાણે એક સ્વમાની જેમ યાદ આવે છે કે આજના મારાં જન્મદિનની ખુશાલીને પણુ ટપી જાય એટલી વિશાળ ધામધુમ

એક દિવસ આપણા ઘેર આગળ પણ થઈ હતી. વાજાં, ઢોલ, ત્રાંસા, શરણાઈઓ વગેરે ખૂબ વાગી હતી. આથી ય વિશેષ મહેમાનો ભેગા થયા હતા. કેમ ખરુંને? તને એ પ્રસંગ યાદ આવે છે ખરો?" ગંભીરપણે વિચાર કરીને નીરંજનાએ એની માને પૂછ્યું.

"ના બ્હેન! ક્યારે? મને તો એવી બહુ વખત પરની વાત ખાસ કંઈ સાંભરતી નથી." એની માએ રુંધાયલે અવાજે અસત્યનો આશ્રય લીધો.

"કેમ વળી! ઘણા વરસ પહેલાં હું નાની હતી ત્યારે...આપણે હરીશપુરમાં દાદાને ત્યાં રહેતા હતા ત્યારે...કોઈ એક દિવસે ભારે ધામધૂમ ન્હોતી થઇ બા? આપણે ઘેર રોશની ન્હોતી થઇ? વાજાં ન્હોતાં વાગ્યાં?"

"ના રે ના, તને તો કંઇ સ્વપ્નું આવ્યું લાગે છે. લે ચાલ, કપડાં બદલીને આરામ કર, એટલે ચિત્ત શાન્ત ને સ્વસ્થ થઇ જશે."

"તો શું ખરેખર એ સ્વપ્ન હશે! મારો આ બધો ભ્રમ હશે! પણ એમ હોય તો પછી મને એમ સાચોસાચ બન્યું હોય એમ યાદ કેમ આવે છે?" નીરંજના નિસાસો નાખી બોલી.

એ રાત્રે એ માતા-પુત્રી બેઉને નિરાંતે ઉંઘ આવી નહિ. ભૂતકાળના એ દુઃખદ પ્રસંગોની યાદ તાજી થતાં આખી રાત એની માના મગજમાં એના એજ વિચારો ભ્રમણ કરી રહ્યા. અને આ બધો ભ્રમ પોતાને શા કારણે થઈ રહ્યો છે એ વિચારની ગડમથલમાં નીરંજના પણ આખી યે રાત પથારીમાં જાગતી પડી રહી.

× × ×

આ પ્રસંગને પણ જોતજોતામાં ઘણા દિવસો વીતી ગયા. નીરંજના વળી પાછી એ વિષમ વાત ભૂલી ગઈ. એ પાછી નિયમિત નિશાળે જવા લાગી. હવે તો એ પિતાની સાથે હમેશાં સાંજ પડતા પોતાના મહોલ્લાના નાકા પર આવેલા પબ્લીક પાર્કમાં ફરવા જતી હતી, હસતી-ખેલતી હતી અને પ્રેમપૂર્વક પિયાનો પણ વગાડતી હતી. જન્મદિવસે પોતાના પવિત્ર, નિર્દોષ અને શુદ્ધ હૃદયાકાશને ઘેરી રહેલું

વિષાદનું વિષારી વાદળ હવે વસંતનો પ્રબળ વાયુ વાતા અદ્રશ્ય થઇ ગયું હતું. ચહેરા ઉપરની એ ઉદાસીનતા આજે સંપૂર્ણ નષ્ટ થઈ હતી; પણ વિમલબાબુ અને ગિરિબાલા આટલા દિવસો વીત્યા છતાં ય હજુ એ દિવસની ગંભીર ગમગીની ભૂલી શકયા ન હતા. નીરંજનાને કાને એનાં બાળવૈધવ્યની રજમાત્ર પણ વાત ન જાય—એનાં લગ્ન થઈ ગયાની એને મુદ્દલે માહીતી ન મળે, એની સાવચેતી રાખવાની એમણે પોતાના ભાઈબંધ–મિત્રો અને સગા–સંબંધીઓને સખ્ત પણ વિનયભરી સૂચનાઓ આપી દીધી હતી અને એથી એ લોકો પણ એ સંબંધી કોઈપણ દિવસે ભૂલ્યેચૂક્યે જરાય વાત ઉચ્ચારતા ન હતા. જીવનના આરંભકાળમાં જ પિતાએ આપેલા ઉત્તમ પ્રકારના સુશિક્ષણના પ્રતાપે તેમજ સારા સહવાસને લીધે નીરંજનાનાં કોમળ મગજમાં સંસ્કાર, સદ્દગુણ અને સુશિક્ષણના અંકુરો ફૂટ્યા હતા, છતાં ય કોઇક કુચોઘડીએ એને એની ભૂતકાળની એ કમનસીબ સ્મૃતિ યાદ આવી જતાં એમની સર્વ આશાઓ ભસ્મીભૂત થઇ જવાનો એમને અહોરાત અતિશય ડર રહ્યા કરતો હતો.

× × ×

નીરંજના અગાઉની માફક દરરોજ નિશાળેથી સાંજે પાછા ફરતી વખતે પોતાની ગાડીને થોભાવી રાખી પોતાની રાહ જોઈ ઉભેલા ભીખારીઓના દુઃખની વાતો સાંભળતી હતી અને એમની જરુરીઆત જણાવ્યા પ્રમાણે એમને પૈસાટકાની મદદ આપીને વિદાય થતી હતી. ભીખારીઓ સાથે વાતચીત કરીને એમની આવશ્યકતા પુરી પાડવા જ્યારે એ આમ ઉભી રહેતી હતી, ત્યારે એની સામેના મકાનના ત્રીજા માળની ગેલેરીમાં ઉભી રહીને એક યુવાન વ્યકિત પોતાની આવજાવ, ભીખારીઓ સાથે થતી બધી યે વાતચીત અને એમને પોતે જે કંઇ આપતી–કરતી હતી, એ સર્વનું બરાબર ધ્યાન રાખે છે, એની એને આટલા દિવસથી જરા જેટલી યે ખબર ન હતી. એક દિવસે ભીખારીઓ સાથે વાતચીત કરી એમને પૈસા આપતા કોઈ પોતાને જોઈ રહ્યું છે, એમ ખબર

મળતા એણે ચારે બાજુ ચકિત નેત્રે બારીકાઇથી નજર નાખી જોઈ. ત્યાં એની દ્રષ્ટિ સામેનાં મકાનના ત્રીજા માળની ગેલેરીના રેલીંગ પર હાથ ટેકવીને ઉભી રહી એક વ્યકિતને પોતાની સામે એક ધ્યાને નિહાળી રહેલ જોઈ. એને જોતાં જ એ ખૂબ ડરી ગઈ. પોતાના માતપિતાને એ અજાણી વ્યકિત કદાચ આ વાત કહી દેશે એની એને અત્યંત બ્હીક લાગી. એણે સપાટાબંધ ગાડીમાં બેસી ગાડીવાનને જલદીથી ગાડી ઘર તરફ હંકારી જવાનું કહ્યું. એ દિવસે એ ત્યાંથી દરરોજ કરતાં બહુ જ વહેલી ચાલી ગઈ.

અને પછી તો હરહંમેશ નિશાળેથી ઘેર પાછા ફરતી વખતે એ અજાણ્યો યુવક એ ઠેકાણે કેમ જાણે પોતાનાં આગમનની જ રાહ જોઈ ને પોતાનાં કામકાજની છૂપી દેખરેખ રાખવા ઈરાદાપૂર્વક ન ઉભો રહ્યો હોય, એમ એને જણાવા લાગ્યું. એનો ડર એને લઈને એટલો બધો વધી ગયો, કે બીજા દિવસથી એણે એ રસ્તાને બદલે બીજે રસ્તે થઇને નિશાળે જવા–આવવાનું રાખ્યું; અને "જ્યારે જ્યારે પૈસાની કે કોઈ અન્ય વસ્તુની મદદની જરુર હોય ત્યારે ત્યારે અહીં નહી પણ હવેથી પેલી બાજુના રસ્તા ઉપરને નાકે આવીને તમે ઉભા રહેજો" એમ એણે પોતાની રાહ જોઈ ને હંમેશાં ઉભા રહેતા ભીખારીઓને પણ જણાવી દીધું.

એ નવા રસ્તા પર દરરોજ નવા નવા ભીખારીઓને પોતાની રાહ જોતા ઉભેલા એ જોવા લાગી. એ ભીખારીઓના ટોળામાં એણે એક દિવસ એક નાની ઉંમરની માબાપ વગરની અનાથ બાલિકાને ઉભેલી જોઈ. એને મોઢે એના દુઃખની વાત સાંભળી એને અત્યંત કષ્ટ થયું.

"આજે તો આ રુપિયો લે. કાલે પાછી અહીં આવજે. તારા પહેરવાના કપડાં ફાટી ગયા છે, તો હું તને કાલે બીજાં નવાં લાવી આપીશ."

આટલું કહી જ્યાં એ બાલીકાના હાથમાં રુપિયો આપવા જતી હતી, ત્યાં તો ચોમેરથી સેંકડો માણસોનાં મોંઢામાંથી એકાએક એકી સાથે નિકળેલા ભયંકર ચીત્કારનો અને પોતાની તરફ ઝડપથી દોડી

આવતા એક ઘોડાના ડાબલાનો અવાજ એને કાને અથડાયો. તોફાને ચઢેલો એક મગરમસ્ત ઘોડો કંઈકને છૂંદતો, કંઈકને અફાળતો પૂરવેગમાં ધસમસતો છલંગો મારતો ધસી રહ્યો હતો. ક્યાં ન્હાસવું? કેવી રીતે ન્હાસવું? એની એને કંઈ જ ગમ ન પડી. રુપિયો રુપિયાને ઠેકાણે રહી ગયો ને એ ડરની મારી પોતાની બંને આંખો મીંચી દઈ પોતાના બંને હાથ મોઢાં પર ઢાંકી દઈ એક કારમી ચીચીઆરી સાથે જીવ લઇને પાછલે ભાગે હડી ગઈ. ત્યાં અકસ્માત ગબડી પડતાં એ બેહોશ થઈ ગઈ.

જ્યારે એની આંખો ઉઘડી–એ ભાનમાં આવી ત્યારે એણે જોયું તો એની આજુબાજુ સેંકડો માણસો વિંટળાઈ વળ્યા હતા. એનું માથું કોઈ અણજાણ વ્યક્તિના ખોળામાં હતું. એનો ગાડીવાન એની આંખો ને કપાળ પર પાણી છાંટી રહ્યો હતો.

"રામદીન, આ બધી શેની ધમાલ છે?" એણે સૂતાં સૂતાં જ વિસ્મિત બનીને સામે ઉભેલા પોતાના ગાડીવાનને પૂછ્યું.

"જી...આપ બેહોશ બની પડી ગયા હતા. આપના જેવા આબરુદાર ને શ્રીમંત પિતાની પુત્રીને આમ રસ્તા વચ્ચે દરરોજ ગાડી થોભાવીને આવા ભીખારીઓ સાથે વાત કરવી ન શોભે! કોઈ દિવસ પરિણામ વિપરિત આવે તો મારે જવાબ આપવો ભારે પડી જાય! આજે તો હું શેઠને આ બધી વાત જરુર જણાવી દઈશ. લો ચાલો, જલ્દી બેઠા થઈ હવે ગાડીમાં બેસી જાવ. બહુ મોડું થઇ ગયું છે." રામદીને એને ઠપકો આપ્યો.

"જરા થોભ. એને જરા બરાબર સ્વસ્થ થવા દે." પેલા અણજાણ પરોપકારી યુવકે રામદીનને સંબોધીને કહ્યું.

નિરંજનાએ હવે પોતાનું માથું ખોળામાં લઈ બેસનાર અને પોતાને માટે આટલી બધી લાગણી ધરાવનાર એ અપરિચિત વ્યક્તિને નજર માંડીને બરાબર જોઈ. એ વ્યકિત કોણ છે એનો એ મનમાં ને મનમાં વિચાર કરવા લાગી. થોડી વાર પછી એને યાદ આવ્યું કે પેલા જૂના રસ્તા પર આવેલા ત્રણ માળનાં મકાનની ગેલેરીની રેલીંગ

પર હાથ ટેકવીને દરરોજ પોતાની આવવા જવાની રાહ જોઇને ઉભી રહેતી એ જ વ્યક્તિ એ હતી. એ એકદમ શરમાઈ એના ખોળામાંથી બેઠી થઈ ગઈ. લાજથી એનું મોં લાલચોળ થઈ ગયું. વેરવિખેર વસ્ત્રો વ્યવસ્થિત કરી જમીન પર હાથનો ટેકો દઈ ઉઠીને ગાડીમાં બેસવા માટે ગાડી સુધી ચાલીને જતા એનો આખો ય દેહ ધ્રુજી ઉઠયો.

"રામદીન, જા ગાડીને અહીં પાસે લઇ આવ." પેલી અપરિચિત વ્યક્તિએ નીરંજનાને હાથનો ટેકો આપી નીચે ગબડી પડતી બચાવી લઈ ગાડીવાનને સૂચના કરી.

ગાડીવાન ખૂબ જ ખીજવાઈ ગયો હતો. "આ તે કેવી ભયંકર આફત! જો માલીકને ખબર પડી જશે, તો આટલા વરસની વફાદારી-ભરી નોકરીમાંથી હાથ ધોવા પડશે! વકીલબાપુનો મિજાજ પણ કંઈ જેવો તેવો નથી!" આવા આવા વિચારોથી એનું મગજ અસ્થિર, ચિંતાતુર અને કંઇક ગરમ થઇ ગયું હતું.

એ બબડતો-ફફડતો ગુપચુપ ગાડી નજીક લાવ્યો. પેલા યુવકે નિરંજનાને એમાં સાચવીને બેસાડતા જરા હસીને કહ્યું: "આમ રસ્તા વચ્ચે ઉભા રહેવાને બદલે એક બાજુ ઉભા રહ્યા હોત તો આપને આવી કોઇ આફતમાં ન મૂકાવું પડત."

નીરંજનાએ એનો કોઇ ઉત્તર ન આપતા શરમાઇ જઈને માથું નીચું નમાવી દીધું.

"લ્યો. ત્યારે હવે રજા. સાચવીને જજો. બહુ વાગ્યું તો નથી ને?"

બોલવાની બહુ યે મરજી છતાં નિરંજના મુંગી જ રહી. એણે હસીને નકારમાં ડોકી હલાવી.

"આપનું નામ?" યુવકે પરિચયની ઇચ્છા પ્રદર્શીત કરી.

"નિરંજના." ખીજવાયલા રામદીને નિરંજનાને બદલે પોતે જ એને જવાબ આપીને ઘોડાને ચાબુક ફટકારી.

ગાડી સડસડાટ ઉપડી જોતજોતામાં નજર બહાર નીકળી ગઈ.



૬

અકસ્માતની વાત પિતાને ન કહેવાની નીરંજનાની કાકલુદીભરી વિનંતિ પર કોચમેન રામદીને મુદ્દલ ધ્યાન આપ્યું નહિ. મોકો મેળવી પોતાના માલિક—વકીલ સાહેબ પાસે એ જઈ ઉભો અને વિનયપૂર્વક સલામ ભરીને એણે સ્કુલે જતા—આવતા નીરંજના હમેશાં કયા રસ્તા પર કયે ઠેકાણે ગાડી થોભાવી, ભીખારીઓને ભેળાં કરી એમની સાથે ઘણી વાર ઉભી રહી, પુષ્કળ વાતચીત કરી, એમના દુઃખોની કરુણ કહાણી સાંભળીને છૂટે હાથે પૈસાની મદદ એમને આપતી હતી એ સર્વ વાત સવિસ્તર કહી સંભળાવ્યા પછી અકસ્માતની બધી હકીકત પહેલેથી તે છેવટ સુધી બ્યાન કરી. એ અકસ્માત થવામાં પોતાની જરા ય કસૂર નથી એની એણે અનેક પ્રમાણો આપીને તેમજ સંખ્યાબંધ સોગંદો ખાઈને ખાત્રી આપી. આ બધી બાબત એક અપરિચિત યુવક સારી પેઠે જાણે છે, અને એ યુવકે 'સાચી વાત કહેવાથી વકીલ સાહેબ ખુશી થઈને તને બક્ષીસ આપશે' એમ કહ્યાનું પણ પોતાના માલિકને જણાવવાને એ ભૂલ્યો નહિ. પરંતુ વકીલ સાહેબે એ બધી ય વાત શાંતિથી સાંભળ્યા પછી એ અપરિચિત યુવકનાં સંબંધમાં ફક્ત થોડાક આડાઅવળા પ્રશ્નો પૂછીને જ્યારે રામદીનને ખાલી હાથે વિદાય આપી ત્યારે એના અફસોસનો પાર રહ્યો નહિ. એ અપરિચિત યુવકની માનવ—સ્વભાવ સમજવાની

અશક્તિ અને નિર્બુદ્ધિને ગાળો ભાંડતા ભાંડતા એણે આખી યે રાત ઉજાગરામાં વીતાવી.

'પોતાની રીતભાતથી નાખુશ થઈ પિતા ઠપકો આપશે અને માતા ગુસ્સે થશે' એ ભયથી ગભરાઈને નીરંજના એક ઓરડાના ખુણામાં સંતાઈને ભરાઈ બેઠી હતી. પોતાની પાસે આવવાને પિતાની ઉપરાઉપરી બે ત્રણ વખતની બૂમ એને કાને પડતાં એના આખા યે શરીરે કંપારી વછૂટી. એ ડરતી–ધ્રુજતી ધીમે પગલે પિતાની પાસે આવી નીચું માથું રાખી ઉભી રહી.

"તને ક્યાંય વાગ્યુ તો નથીને બેટા?" વિમલાચરણે ઠપકાનો એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય પુત્રીને હાથ પકડી પાસે ખેંચી એના માથા પર વહાલથી પોતાનો હાથ ફેરવતા ફેરવતા પૂછ્યું.

મોઢેથી એક પણ અક્ષર બોલ્યા સિવાય નીરંજનાએ ફક્ત માથું ધુણાવી ના કહી.

"ગાડીમાં બેસી રહીને જ ભીખારીઓને ભીખ આપવી. આજ પછીથી તારે કદી પણ ગાડીમાંથી નીચે ઉતરવું નહિ, સમજીને બેટા!" થોડી વાર ચૂપ રહ્યા પછી પિતાએ પુત્રીને શીખામણ આપી.

પિતાના આવા પ્રેમભર્યા શબ્દોથી નીરંજના ગળગળી થઈ ગઈ. એણે શરમાઈ જઈ ઝળઝળીયાં ભરી આંખે પિતાના ખોળામાં પોતાનું માથું છૂપાવી દીધું. પોતે આટલા દિવસો સુધી એ વાત નાહક પિતાજીથી છાની રાખી હતી, એ વિચારે હવે એનું હૃદય એને ડંખવા લાગ્યું.

"તું જે વાતથી સુખી થાય એ વાત માટે હું કદી યે ગુસ્સે થાઉં કે?" પુત્રીનાં હૃદયનો ભાવ સમજી જઈને વિમલાચરણે બમણા પ્રેમથી એના પર વ્હાલ દર્શાવી કહ્યું: "તને સુખી કરવાને હું હમેશાં કેટલું સહન કરું છું અને હજી ભવિષ્યમાં સહન કરવાનો છું એ તો તું મોટી અને સમજણી થઈશ ત્યારે જ સમજી શકીશ. આજ પછી કોઈ પણ બાબતમાં મારી કે તારી બા પાસે તારે કંઈ જ છૂપાવવું કે કહેતા-માગતા જરા યે શરમાવું નહિ. ઉલ્ટા તારાં એવાં સુંદર કામોમાં તને અમારા સહકાર ને સહાનુભૂતિ મળશે."

નીરંજના કોઈ પણ ઉત્તર ન આપતા પત્થરની પૂતળીની માફક ચૂપ અને સ્થિર બની ગઈ.

"વારુ, અકસ્માતમાંથી તને બચાવી લેનાર એ અપરિચિત વ્યક્તિ કોણ છે બેટા? તું એને ઓળખે છે?" નીરંજનાને ભયંકર અકસ્માતમાથી સમયસર આવી પહોંચીને એક અપરિચિત યુવકે બચાવી લીધી હતી એ કોચમેન રામદીને કહેલી વાત યાદ આવતા વિમલાચરણે એને પૂછ્યું.

"ના." નીરંજનાએ ધીમા સાદે સંક્ષિપ્તમાં ઉત્તર આપ્યો.

"તારો એણે બહાદુરીથી પ્રાણ બચાવ્યો છે તો મારે એનો ઉપકાર તો માનવો જ જોઈએ ને!" થોડી વાર વિચાર કરી વિમલાચરણ પાછો બોલ્યો. "હવે પછી તને એ પાછો મળે તો એને મારી મુલાકાત માટે ઘેર તેડી લાવજે, અગર તો આપણે ત્યાં આવવા કહી આવજે."

"મળશે તો કહી જોઈશ." માથું નીચું જ રાખીને નીરંજનાએ પિતાને જવાબ આપ્યો.

પણ આ અકસ્માતની બધી યે વાત સાંભળીને નીરંજનાની માતા ગિરિબાલાએ કોચમેન રામદીનને સખ્ત શબ્દોમાં ફરમાવી દીધું, કે 'હવેથી તારે નીરંજનાને એ રસ્તેથી કદી પણ લઈ જવી નહિ, તેમ એ કહે તોપણ રસ્તે ક્યાં ય ગાડી થોભાવવી નહિ.' કોચમેને એ દિવસ પછી એમ જ કરવા માંડયું; એટલે નીરંજના એ અપરિચિત વ્યક્તિને ફરીથી જોઈ કે મળી શકી નહિ તેમજ વિમલાચરણ એની સમક્ષ પોતાની કૃતજ્ઞતા વ્યકત પણ કરી શકયો નહિ. પિતાનો સંદેશો એ અપરિચિત વ્યક્તિને પહોંચાડી ન શકવા માટે નીરંજનાને વારંવાર મનમાં ખૂબ જ લાગી આવતું હતું પણ એ બિચારી માતૃઆજ્ઞા પાસે લાચાર હતી.

સમય જતાં નીરંજના એ સર્વ ઘટના પણ લગભગ ભૂલી ગઈ.

× × ×

પૂજાના તહેવારો હતા. તમામ સરકારી કોર્ટ–કચેરી ને ઓફીસો બંધ હતી એટલે વિમલાચરણબાબુ પશ્ચિમના પ્રવાસે ગયા હતા. ગિરિબાલા પુત્ર–પુત્રીને સાથે લઈને દરેક વખતે પતિની સાથે પ્રવાસે જતી હતી પણ આ વખતે સુરેન્દ્રને પ્રવેશિકાની પરીક્ષામાં બેસવાનું હતું, એટલે પ્રવાસે જવાથી પુત્રના અભ્યાસમાં ખલેલ પહોંચવાની અને આખું યે વર્ષ બગડવાની બ્હીક લાગવાથી એ આ વખતે ગઈ ન હતી. એ ન ગઈ એટલે નીરંજનાથી પણ જઈ શકાયું નહિ.

"સુરેન્દ્ર, ચાલો આજે આપણે બધા સ્ટાર થીએટરમાં નળ દમયંતીનો નાટક જોવા જઈએ." એક દિવસે ગિરિબાલાએ પોતાના પુત્ર–પુત્રીને પોતાની પાસે બોલાવી નાટક જોવા જવાનો પ્રસ્તાવ રજુ કર્યો. "જો તારા બાપુજી હાજર હોત તો નાટક જોવા જવા દેત જ નહિ. આજ ઘણો લાંબો વખત થયા એક પણ નાટક જોયો નથી, એટલે મને ખાસ મન થઈ આવ્યું છે."

પિતાએ નાટક જોવા જવાની સખ્ત મનાઈ કરી હતી છતાં ય સુરેન્દ્ર નાટક જોવાનો લોભ તજી શકયો ન હતો. માતાએ પોતે જ નાટક જોવા જવાની વાત મુખ બહાર કાઢવાથી એ અત્યંત ખુશ થઈ ગયો. પિતા અત્યારે ઘેર ન હતા અને ઘેર પાછા આવ્યા પછી નાટક જોવા ગયાની વાતની ખબર પડશે તો પણ માતા પર ગુસ્સે થશે અને પોતાનો વાંક નહિ ગણાય એ સમજતા એને વાર ન લાગી.

"ભલે, પણ સ્ટાર થીએટરમાં નહિ પણ મીનરવામાં જઈએ. આજે ત્યાં 'રોમિયો જુલિયેટ'નો નાટક છે." સુરેન્દ્રે માતાના પ્રસ્તાવનો સહર્ષ સ્વીકાર કરતાં પોતાની પસંદગીનો નાટક જોવાને આગ્રહ કર્યો.

"પણ એ તો અંગ્રેજી નાટક છે, એટલે હું એ બરાબર સમજી શકીશ નહિ. માટે આપણે તો સ્ટાર થીએટરમાં નળ–દમયંતી જ જોવા જઈશું."

"નળ–દમયંતીના નાટકમાં તે વળી શું જોવાનું છે? એ તો બાવા આદમના જમાનાનો સતી ધર્મના ટાણલાનો નાટક છે." આધુનીક

ઢબની કેળવણી પામેલા સુરેન્દ્રે માતાની પસંદગીના ધાર્મિક નાટકનો વિરોધ કર્યો. "કેમ નિરૂ, તને પણ અંગ્રેજી નાટક વધુ ગમે છેને?"

"રોમિયો જુલિયેટ' ના કરતા 'નળ–દમયંતી' નો નાટક જ સારો છે." નીરંજનાએ સાફ શબ્દોમાં પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

માતા અને બ્હેનનો એક મત જોઈને સુરેન્દ્રે અનિચ્છા હોવા છતાં ય 'નળ–દમયંતી' નાટક જોવા જવાનું કબૂલ રાખ્યું.

× × ×

સ્ટાર થીએટરમાં આજે નળ–દમયંતીનો નાટક પૂર ભભકામાં ભજવાઈ રહ્યો હતો. આંખને આંજી નાખતી ચોમેર થઈ રહેલી ઝળહળાટ રોશનીના પ્રકાશમાં, ખીચોખીચ પ્રેક્ષક સમૂહની વચ્ચે સામેની રંગભૂમિ પર અપૂર્વ સંગીત ધ્વનિ સાથે મૃત્યુલોકમાં સૂર–સભા ભરાઈ બેઠી હતી. ગિરિબાલા કેવળ સ્ત્રીઓના બેસવાના અલાયદા સ્થાને જઈ બેઠી હતી. એ સ્વચ્છાપૂર્વક ક્યારે ય કોઈ પુરુષને મળવા જવાને ઇચ્છિતી ન હતી. પતિની ઇચ્છાને તાબે થઇને જ લાચારીથી એ બહાર નીકળતી હતી; પરંતુ તે છતાં ય લાજમર્યાદા મૂકી એ છૂટથી કોઈની સાથે હજુ એટલી બધી હળતી–મળતી ન હતી. માતાને સ્ત્રીઓના બેસવાના અલગ અલાયદા સ્થાન તરફ જતી જોઇને સુરેન્દ્ર ખૂબ નારાજ થયો. એ નિરંજનાને પોતાની સાથે તેડીને બીજે બાજુ ફર્સ્ટ ક્લાસમાં જઇને બેઠો.

નાટકનો આરંભ થયો. એની શરુઆત તો નીરંજનાને બહુ જ ગમી. નાચ–ગાન, પતિ–પત્નીની પ્રેમલીલા વિગેરે જોવા એને ખૂબ ગમ્યા. ત્યાર પછી જ્યારે એણે નળ–દમયંતીને રાજપાટ છોડી ભગવા વસ્ત્ર પહેરેલા જોયા ત્યારે એને બહુ જ લાગી આવ્યું. તેમાં ય પછીથી નળને દમયંતીનો ત્યાગ કરીને ચાલ્યો જતો જોઇને તો એ કમકમી જ ઉડી. અને જ્યારે દેવી દમયંતીને દીવાની બનીને ઘોર વનમાં વ્યગ્ર ને વ્યાકૂળ બની કરુણ વિલાપ કરતી સાંભળી ત્યારે તો એ પણ એની સાથે સાચેસાચ રડી જ પડી. એનું એ કારમું કરુણાજનક કલ્પાંત નજરે ન જોઈ શકવાથી એણે પોતાનું માથું પોતાના પગ વચ્ચે છૂપાવી દીધું.

"અરે પણ એમાં તું આટલી બધી રડે છે શાની? આ તો નાટક છે નાટક." સુરેન્દ્રે પોતાની બ્હેનને દીલાસો દેતા કહ્યું.

નીરંજના કંઈ બોલી નહિ. એ તો જેમની તેમ બેસી જ રહી.

"નીરંજના, કેમ રડો છો?" એકાએક પાછળથી એને કોઇનો મધુર માયાભર્યો ને પરિચિત અવાજ કાને પડયો.

નીરંજનાએ ચમકીને મોંઢું ઉંચું કરીને પીઠ ફેરવી જોયું તો એની પૂઠે પોતાનો પ્રાણુરક્ષક પેલો અપરિચિત યુવક બેઠેલો હતો.

"કરુણાંત નાટક જોઇને આંસું આવી ગયા કે શું?" જવાબ ન મળતા એ યુવક પાછલી બેઠક પરથી ખસી એની પાસે પડેલી જમણી તરફની ખાલી ખુરસીમાં આવીને ગોઠવાતાં ફરી મમતાપૂર્વક બોલ્યો.

રુમાલથી આંખોનાં આંસું લૂછવાની કોશીશ કરતી નિરંજનાએ ફક્ત ડોકી હલાવ્યા સિવાય બીજો કશો ઉત્તર ન વાળ્યો.

"ખરેખર! કેવું કરુણ દ્રસ્ય!" એ અપરિચિત યુવકે રંગભૂમિ પર રજુ થએલા દમયંતીના એ કરુણ દ્રસ્ય તરફ નજર નાખી નિરંજનાને ખુશ કરવા એક આહ્લભર્યો નિસાસો નાખ્યો.

છતાંય નીરંજના તો પાછી જેમની તેમ નીચે વદને મૌન જ બેસી રહી. એટલે એ યુવકે હવે એનાં શુષ્ક વદન પરથી દ્રષ્ટિ ફેરવી રંગભૂમિનાં ચાલુ દ્રસ્ય તરફ જોવાનો ડોળ કર્યો.

થોડી વારના મૌન પછી નીરંજના જરા સ્વસ્થ થઈ. એણે પોતાનું અવનત મસ્તક ઉંચું કરી સાડીનો ખસેલો છેડો માથા પર ઠીક કરતા કંઇક સંકોચપૂર્વક પ્રશ્ન કર્યો:

"તમે અત્યાર સુધી કયાં હતા?"

સુરેન્દ્ર દીઙ્મુઢ બનીને આ નૂતન નાટક નિહાળી રહ્યો. છતાં એને એમાં એવો ખાસ રસ ન પડયો.

"હું તમારા આવ્યા પછી જરા મોડો આવ્યો હતો પણ બેઠો હતો તો તમારી પાછલી જ બેઠકે. પરંતુ મને એ ખબર નહિ કે મારી આગળ તમે બેઠા છો!" એ અપરિચિત યુવકે એની સામે

જોઈ હવે સહેજ હસીને ખુલાસો કર્યો. " રસ્તામાં આવતા જરા અડચણ નડવાથી મને જરા મોડું થયું."

" ત્યારે તમારાથી આખો ય નાટક તો નહિ જ જોવાય."

" છતાં ય હું તો આવ્યો છું. આ નળ–દમયંતીનો નાટક જોવો મને બહુ જ ગમે છે એટલે અધવચ્ચે પણ આવ્યો છું. જો કે મોડા થવાથી નાટકની શરુઆતના રસનો લાભ લૂંટવાનો મેં ગુમાવ્યો છે, છતાં એથી અધિક બીજો લાભ મને થવા પામ્યો છે." આટલું બોલી એ એની તરફ વેધક દ્રષ્ટિ નાખી ફરી પાછો સહેજ હસ્યો.

નિરંજના એની એ દ્રષ્ટિનો ચમકારો ન જીરવી શકી. એક પણ શબ્દ બોલ્યા સિવાય એણે એક ક્ષણને માટે પોતાનાં નેહભર્યાં નયનો નીચાં ઢાળી દીધાં.

" અને એ બીજો ખાસ લાભ કયો તે હું જાણી શકું છું?" એણે જાણી જોઇને પોતાનાં દીલની વાત એને મોઢેથી કઢાવવા ટકોર કરી.

" બીજો લાભ આપનાં દર્શનનો–આપની મીઠી મુલાકાતનો." આટલું કહેતા એનો એક હાથ પોતાના હાથમાં લઈ એ હસી પડયો.

નીરંજના શરમાઈ ગઈ. લજ્જાથી લાલચોળ થયેલું મોઢું એણે નીચું નમાવી દીધું. છતાં હૃદયના તારેતાર ઝણઝણાવી મુકનાર એ પરાયા પુરુષના રોમાંચક સ્પર્શ–એ ન અવગણી શકી. એના હાથને એ ન તરછોડી શકી. એ મનસ્વી છૂટછાટનો વિરોધ એની જબાન ન ફરી શકી.

" તમારી સાથે બીજું કોણુ કોણુ આવ્યું છે?" યુવકે પકડેલો હાથ પાછો છોડી દેતા પ્રશ્ન કર્યો.

" મારી બા અને મારા ભાઈ."

" તેઓ ક્યાં બેઠા છે?"

" આ રહ્યો. આ મારો નાનો ભાઈ......" નિરંજનાએ નાટક જોવામાં મશગુલ એવા પોતાની ડાબી બાજુએ બેઠેલા ભાઈ તરફ આંગળી ચીંધી. " અને મારા બા તો સ્રીઓના ખાસ વર્ગમાં બેઠા છે."

" એમ કેમ વારુ?"

"એ જરા જૂના વિચારના છે. એમને પરાયા પુરુષો સાથે બેસવું પસંદ નથી."

"તમારા પિતાશ્રી નથી આવ્યા?"

"ના, એ તો આ પૂજાની રજામાં પશ્ચિમના પ્રવાસે ગયા છે."

એટલામાં એકાએક નીરંજનાને પિતાએ કહેલી પેલી વાત યાદ આવી.

"પિતાશ્રીએ તમને ઘેર મળવા આવવાને કહેવડાવ્યું છે." આંખો નચાવતા નીરંજનાએ કંઈક શરમાતા વદને એને આમંત્રણ આપ્યું.

"મને! શા માટે?" યુવકે વિસ્મિત થઈ પૂછયું.

"યાદ છે, તમે મને તે દિવસે પેલા ઘોડાના અકસ્માતમાંથી બચાવી લીધી હતી! રામદીને પિતાજી પાસે એ વાતની ચાડી ખાધી હતી, પણ ખીજવાવાને બદલે એમણે તો ઉલ્ટા મને હવે પછી મુલાકાત થાય તો તમને જરુર ઘેર મળવા આવવાનું કહેવાને કહ્યું હતું. તમારા એ ઉપકારનો બદલો કેમ વાળી શકાય એ એમને રોજ ખટકયા કરે છે!"

આ સાંભળીને એ યુવક જરા મોટેથી હસી પડ્યો. નાટક જોવામાં તલ્લીન સુરેન્દ્રનું ધ્યાન આ વખતે એક બે ક્ષણને માટે એ તરફ ખેંચાયું, પણ એણે એ તરફ આ ફરીવાર પણ ઝાઝું લક્ષ્ય ન આપ્યું.

યુવક પ્રેમપૂર્વક નીરંજનાનો હાથ પોતાના હાથમાં લઈ બોલ્યો: "તમારા પિતાશ્રી પ્રવાસેથી પાછા આવે ત્યારે તેમને જરુર કહેજો કે ઉપકારની વાત વિસ્મૃત થઈ હશે તો હું જરુર મળવા આવીશ. એમાં તે મેં એવો મોટો શો વાઘ મારી નાખ્યો હતો!"

"એમ કે! અને નહિ તો મળવા નહિ આવો કે?"

"મળવા તો જરુર આવીશ. વારુ, આપના પિતાશ્રીનું નામ શું છે?" યુવક કંઈક ગંભીર થઈ બોલ્યો.

"વિમલાચરણ ગંગોપાધ્યાય."

ત્યાર પછી તો એ યુવકે નીરંજનાને તેનું રહેવાનું ઠેકાણું, કેટલા ભાઈબ્હેન છો? ભાઈનું નામ શું? એ શું ભણે છે? કઈ સ્કુલે

જાય છે? એની ઉમર શું છે? વિગેરે કંઇ કંઇ વાતો ધીમે ધીમે પૂછી નાખી.

"એ દિવસે મને મળી ગાડીમાં બેસીને ગયા પછી તો એ રસ્તે થઈને તમે પાછા આવતા-જતા જ દેખાતા નથી! કેમ કંઇ એ રસ્તો કાયમને માટે બંધ કર્યો છે કે શું?" યુવકે હસીને સવાલ કર્યો.

નીરંજના શરમાઇ ગઈ. યુવક ઉત્તર સાંભળવા જીજ્ઞાસુ દ્રષ્ટિએ એની સામે એકી ટસે જોઇ રહ્યો પણ એ કોઈ ઉત્તર આપી શકી નહિ.

"શું તમને તમારા માબાપે ના પાડી છે? કે પછી મારો કોઇ ડર લાગે છે?"

"હા, મને તમારો ડર લાગે છે. તમે કદાચ મારે ઘેર આવીને એ બધી વાત મારા બાપુને કહી દો." નિરંજનાએ માતાની મનાઇ હુકમની વાત છુપાવી.

"એવી વાત કહેવા માટે જ હું તમારે ઘેર શા માટે આવું? વળી તમે ગરીબોને મદદ કરો છો, એમાં એવું કયું ખોટું કામ કરો છો, કે એમાં આટલું બધું ડરવાનું હોય!" યુવક હસતા હસતા બોલ્યો.

× × × ×

એ પછી નાટક પૂરું થયું. ધસમસતા પાણીના પૂરની જેમ પ્રેક્ષકો ધક્કામુક્કી કરતા બહાર નિકળવા ધમાલ કરવા લાગ્યા. સુરેન્દ્ર પણ ઉઠ્યો. નિરંજનાએ એનો હાથ પકડ્યો. એ અપરિચિત યુવક પણ એમની પાછળ પાછળ સીડી ઉતરવા લાગ્યો.

"ત્યારે પિતાશ્રી આવ્યા પછી જરુર મળવા આવશોને?" સીડી પૂરેપૂરી ઉતરી રહ્યા પછી જરાક થોભી જઈને નીરંજનાએ પીઠ ફેરવી પેલા નવયુવકને કહ્યું.

"જરુર આવીશ."

"પણ મારા પિતાશ્રી પ્રવાસેથી પાછા ફરી ચૂક્યા છે, એ તમે કેવી રીતે જાણશો?"

"એ ફિકર રાખવાની તમારે જરુર નથી. એ તો હું ગમે એમ કરીને જાણી લઈશ." યુવકે મોઢું મલકાવીને જવાબ વાળ્યો.

"લ્યો, ત્યારે રજા..." નિરંજનાએ પહેલી જ વાર સ્વેચ્છાપૂર્વક હસ્તધુનૂન કરવા પોતાનો હાથ લંબાવ્યો. ચાર આંખો સામસામી મળી. બે હાથ સાથેસાથ ભેગા થયા.

એ પછી બધા ય થીએટરમાંથી બહાર નીકળ્યા. મા અને ભાઈ ગાડીમાં બેઠા પછી નીરંજનાએ ગરદન બહાર કાઢીને જોવાય ત્યાં સુધી બહાર જોયા કર્યું. પણ એ યુવક એ પછી એની નજરે ન પડ્યો.

"નિરુ, એ કોણ હતું? તારી સાથે ખૂબ હળીમળીને આટલી છૂટથી એ કોણ વાત કરતું હતું?" સુરેન્દ્રે હવે માના દેખતાં એને આ સવાલ કર્યો.

નીરંજનાને કોણ જાણે શાથી તે શરમ લાગી. ભાઈને એની ઓળખાણ આપવા એ હોઠ ઉઘાડવા તો ગઈ, પણ કોણ જાણે કેમ એનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ.

"કેમ વારુ બોલતી નથી? બહેરી બની ગઈ છે કે શું? એ તારી સાથે આખો ય વખત વાત–વાત કર્યા કરતો હતો, તે કોણ હતો?" સુરેન્દ્ર બ્હેનનાં મૌને જરા ખીજવાઈને બોલ્યો.

"નિરુ, એ કોણ હતું બેટા?" માએ પણ એનું નામ જાણવા જિજ્ઞાસા બતાવી.

શરમને નેવે મુકી હવે એની ઓળખાણ આપ્યે જ છૂટકો છે એ સમજી જતા નીરંજનાએ પોતાને નડેલા અકસ્માતની વાત ફરીથી આદિથી અંત પર્યંત પોતાના ભાઈ અને માતા સમક્ષ કહી સંભળાવી. પોતાને એ અકસ્માતમાંથી બચાવી લેનાર યુવક એ જ હતો એમ એણે જણાવ્યું.

"સુરેન્દ્ર, તારી સાથે એણે કંઇ વાત ન કરી?" માએ કંઇક વ્હેમાઈને પુત્રને પ્રશ્ન કર્યો.

"મારે એની સાથે કઈ ઓળખાણ કે એ મારી સાથે વાત કરે!"

"નિરુ, તારે તારા ભાઈની સાથે એને ઓળખાણ તો કરાવવી હતી! આજ તારા બાપુજી સાથે હોત અને તને આમ અપરિચિત વ્યક્તિ સાથે એકલી વાત કરતી જોત તો એ તારે માટે શો વિચાર કરત?"

"કંઇ જ નહિ, ઉલ્ટા એઓ ખુશી થાત, કારણ કે એમણે જ મને આપણે ત્યાં એકવાર આવવાનું એમને આમંત્રણ આપવા કહ્યું હતું. અને બાપુજી પ્રવાસેથી પાછા ફરે પછી એઓ એમને મળવા પણ આવનાર છે." નિરંજનાએ નીડરતાથી પોતાનાં મનસ્વી વર્તનનો બચાવ કર્યો.

"એનું નામ શું છે?" ગિરિબાલાએ કંઇક ગુસ્સાભર્યા સ્વરે પૂછયું.

"એની તો મને ખબર નથી."

"અરે વાહ! શી તારી અક્કલ! એણે તારું નામ–ઠામ તમામ પૂછી લીધું, અને તેં એની સાથે આટઆટલી વાતચીતો કરી છતાં એનું નામ પણ પૂછવાની તસ્દી લીધી નહિ!" સુરેન્દ્રે હસતા હસતા મર્મવેધક ટકોર કરી.

"હોય! એમાં શું થયું? તું યે પાસે તો બેઠો હતો! તારે પૂછવું હતું'ને?" નીરંજના પોતાની ગંભીર ભૂલ સમજાતા ભાઈ પર છેડાઈ પડી.

"વાત નહિ ને ચિત નહિ, ઓળખ નહિ ને પારખ નહિ, ને બગર લેવેદેવે હું એનું નામ પૂછું? મારે શી પડી!" સુરેન્દ્રે ઉડાઉ ને નિસ્પૃહી જવાબ દીધો.

"તો બસ, મારે પણ નામ સાથે શું કામ! મારે તો બાપુજીનો સંદેશો આપવો હતો ને મેં તે આપી દીધો."

આટલું બોલી એ ગુસ્સામાં ને ગુસ્સામાં લાલચોળ થઇ જઇ મોઢું આડું ફેરવીને બેઠી. એની માતા ગિરિબાલા આવી વાતમાં એનો ચીડીયો ને ઉગ્ર સ્વભાવ સારી પેઠે જાણતી હોવાથી એણે એ વાત વધુ ન લંબાવતા એટલેથી જ પડતી મુકી. પણ સુરેન્દ્ર એ જ્યારે જ્યારે ચીડવાતી ત્યારે એને પજવવી બાકી રાખતો ન હતો.

આ વખતે પણ તક જોઈ એ ખડખડાટ હસવા લાગ્યો.



૭

સ્ટાર થીએટરમાંથી બહાર નીકળીને ગાડીમાં બેઠા પછી યે માતા–પુત્ર વચ્ચે નાટકની જ વાતચીત થતી રહી. નિરંજના એમાં કોઈ કોઇ વખત હુંકારો પૂરતી, પણ એનું ચિત્ત એમાં મુદ્દલ ન્હોતું. એ પોતાને ત્યાં પધારનાર એ માનવંતા પરોણાના વિચારમાં લીન હતી, જ્યારે જુદા જુદા નટનટીઓના વિવિધ પહેરવેશ, અભિનય, ગાન–તાન, ભાષણ વિગેરેની ચર્ચામાં એના માતા ને ભાઈ તલ્લીન હતા. ઘર આવી પહોંચ્યું અને કોચમેન રામદીને તેમને ગાડીમાંથી નીચે ઉતરવાને જ્યારે બૂમ મારી ત્યારે જ તેમને ઘેર આવી પહોંચ્યાની ખબર પડી. રાત ઘણી ગઈ હતી એટલે વસ્ત્રો બદલી સૌ સૌની પથારીમાં આડા પડ્યા.

"ખરેખર નાટક બહુ જ સારો ભજવાયો." ગિરિબાલાએ પથારીમાં સુતાં સુતાં પાછી નાટકની વાત છેડી. "છેલ્લો અંક તો બહુ જ ઉત્તમ હતો. નળનો સારથીનો પાઠ, એ વખતનો એનો ઉત્તમ અભિનય અને છેલ્લો નળનો પુનઃ રાજ્યપ્રાપ્તિનો પ્રસંગ વગેરે આખા યે નાટકનાં બહુ જ સુંદર અને મનોરમ્ય દ્રશ્યો હતાં. કાં નિરુ, તને નાટક ગમ્યો કે નહિ?"

"ઘણો સારો હતો." નીરંજનાએ કંઇપણ વિચાર કર્યા સિવાય એકદમ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. જો કે નાટક તો પોતે પૂરેપૂરો જોયો જ નથી, તો પછી અભિપ્રાય ક્યાંથી આપે, એ સત્ય હકીકત માતાને જણાવતા એ નારાજ થશે એ બ્હીકે એણે એની હામાં હા મેળવી એ વાતને એટલેથી જ ટુંકી પતાવી દીધી.

× × × ×

પૂજાના તહેવારો પૂરા થતા વિમલાચરણબાબુ પશ્ચિમના પ્રવાસેથી ઘેર પાછા ફર્યા. પેલા અપરિચિત યુવકના આકસ્મિક પુર્નમિલનની વાત કહેવાનો ગિરિબાલાએ વિચાર કર્યો પણ એમ કરવા જતાં મનાઇ કરવા છતાં નાટક જોવા જવાની વાત જાહેર થઈ જતાં પતિ નાખુશ થશે અને ક્રોધે ભરાશે એ ખ્યાલ આવતા એ એ સંબંધી એક અક્ષર પણ બોલી નહિ; પરંતુ સુરેન્દ્રથી વાતવાતમાં નાટકની વાત પિતા પાસે ઉચ્ચારી દેવાતા છેવટે લાચારીએ ગિરિબાલાને એ બધી વાત અનિચ્છા છતાં કહેવી પડી અને પેલો અપરિચિત યુવક ત્યાં નીરૂને મળ્યો હતો એ પણ એમને એણે કહી સંભળાવ્યું. પોતાની પુત્રીને જીવતદાન આપનાર યુવકના સમાચાર સાંભળી વિમલબાબુ મનમાં બહુ જ ખુશી થયા પણ મોઢેથી બોલીને એ ખુશી તેમણે બહારથી દર્શાવી નહિ.

× × × ×

બીજે દિવસે સાંજે વિમલાચરણ પોતાના ઓરડામાં બેઠા હતા ત્યાં ઘરના નોકરે આવી ખબર આપ્યા કે બહાર એક અણજાણ યુવક આવેલો છે, અને તે આપની મુલાકાતની રાહ જોતો નીચે ઉભો છે. વિમલાચરણ આ સાંભળીને ઉભા થયા. તેમણે વિચારી લીધું કે પોતાને મળવા આવનાર નક્કી એ પેલો જ અપરિચિત યુવક હોવો જોઇએ. સીડી ઉતરતા ઉતરતા જ તેમણે એક સુંદર તરુણ વયના યુવકને વરંડામાં આમ તેમ ધીમે પગલે ફરતો જોયો.

"આવો, ઉપર આવો." સીડીને અડધે પગથીએ ઉભા રહીને જ વિમલાચરણે એ યુવકને વિવેકપૂર્વક ઉપર આવવા કહ્યું.

"તમારું નામ શું?" વિમલાચરણે સીડી ચડતાં ચડતાં એને પૂછ્યું.

"મોહિતકુમાર બંદોપાધ્યાય."

"મને મળવા આવ્યા છો?"

"જી હા, આપની પુત્રી નીરંજનાએ મને આપને મળવા આવવાનું આમંત્રણ આપ્યું હતું, એટલે."

"મેં પણ એજ અનુમાન કર્યું હતું." વિમલાચરણે જરા હસીને કહ્યું.

"તે દિવસે મને એણે તમારે માટે વાત કરી ત્યારે જ મેં એને જ્યારે તમે પાછા મળો ત્યારે મને જરુર મળવા આવવાનું તમને કહેવાનું કહ્યું હતું. આજે આવ્યા તો મોટો ઉપકાર થયો."

મોહિત અત્યંત શરમાઈ ગયો. વિમલાચરણ એને પોતાના ઓરડામાં લઈ ગયો અને સન્માનથી એક સુંદર કોચ પર બેસાડ્યો. એ દિવસના ઉપકાર માટે કૃતજ્ઞતા વ્યક્ત કર્યા પછી વિમલબાબુ એની સાથે બીજી ખૂબ આડીઅવળી વાતે વળગ્યા.

વાતચીત દરમ્યાન વકીલ વિમલબાબુએ એટલું જાણી લીધું કે મોહિતનો પિતા અતિશય શ્રીમંત માણસ છે તેમ એ એના પિતાનો સૌથી મોટો પુત્ર હોઇ, હમણાં જ એમ. એ.ની પરીક્ષા ઓનર્સ સાથે પાસ કરી ચૂકયો છે.

"ચાલો મારી સાથે, નીરંજનાને તમારાં આગમનની ખબર કરીએ." ઘણી વાર સુધી વાતચીત કર્યા પછી વિમલાચરણ ઉભા થયા ને બોલ્યાઃ "અહીં આવ્યાં છતાં તમે એને મળ્યા વગર ચાલ્યા ગયા એમ એ જાણે તો વળી એને ખોટું લાગે."

બંને ગેલેરીમાં થઇને દીવાબત્તીથી ઝળહળતા અંદરના એક ઓરડામાં ગયા. મોહિતે બારણામાં જ ઉભા રહીને જોયું તો નીરંજના પોતાના પગ હલાવતી હલાવતી ટેબલ પાસેની એક ખુરસી પર બેસી પુસ્તક વાંચી રહી હતી. એ દિવસે નિત્ય નિયમ મુજબ માસ્તર ઘેર ભણાવવા આવ્યા ન હતા. એનાથી થોડેક દૂર બારી પાસે સુરેન્દ્ર એક ખુરસી પર બેસી પોતાનો અભ્યાસ કરી રહ્યો હતો.

"નીરુ, મોહિતબાબુ આવ્યા છે!" વિમલાચરણે ઓરડામાં દાખલ થઈ એને ખુશખબર સંભળાવી.

"ભાઈ–બ્હેન બેઉએ ચમકીને પુસ્તકમાંથી મોઢું ઉંચુ કરી પિતાજી તરફ અજાયબીભરી આંખે જોયું.

"કોણ આવ્યું છે?" એમની સાથે કોઈ નજરે ન પડવાથી અને નામ અપરિચિત લાગવાથી સુરેન્દ્રે સામે પૂછયું.

"કોણ મોહિતબાબુ, બાપુજી?" નીરંજનાએ પણ પુસ્તક ટેબલ ઉપર મુકી પિતાજીની છેક પાસે આવી સરળ હૈયે પ્રશ્ન કર્યો.

વિમલબાબુએ પાછળ નજર કરી જોયું તો મોહિતબાબુ ઓરડાની થોડે બહાર ઉભા હતા. "અંદર આવોને મોહિતબાબુ!" એમણે જરા ખંચાતા ને શરમાતા મોહિતને અંદર બોલાવ્યો. ઓરડામાં આવતાં જ નીરંજના અને સુરેન્દ્રે પાપણના પલકારામાં એ આવનારને ઓળખી લીધો.

"કેમ હવે તો ઓળખ્યાને!" શરમાતી પુત્રીની પીઠ પ્રેમપૂર્વક થાબડતા થાબડતા પિતા બોલ્યા. "એમનું જ નામ મોહિતબાબુ છે. એમણે તને તે દિવસે જીવલેણ અકસ્માતમાંથી બચાવી હતી, એ શું તું ભૂલી ગઈ? તને તો એમનાં નામની ખબર નથી પણ જો, મને તો ખબર છેને?"

મુંગે મોઢે નિરંજનાએ બે હાથ જોડી નમસ્તે કર્યા. એક પળ ચાર આંખો ભેગી થઈ. બીજી જ પળે માથાનો પાલવ વધુ નીચે ઉતારી નીચું માથું કરી એ મોઢું ફેરવીને ઉભી. જ્યારે અત્યાર સુધી આ બધો નાટક અચંબાભરી આંખે નિહાળી રહેલા સુરેન્દ્રે અનિચ્છા છતાં પિતાને સારું લગાડવા એની સાથે હસ્તધુનૂન કર્યું.

પછી તો એ મનગમતા ને મોંઘા મહેમાનનો ચાહપાણીથી સત્કાર કરવાનો હુકમ છૂટયો. બધા બહારના ભવ્ય દીવાનખાનામાં એક મોટા ટેબલની આસપાસ આવીને ઉભા.

"ચાલો બિરાજી જાવ મોહિતબાબુ, થોડો ચાહ ને નાસ્તો કરી લ્યો." બે હાથ જોડી વિમલબાબુએ મોહિતને ખુરસી પર બેસવા

આગ્રહ કર્યો. એમના વિનય અને ભાવભર્યાં આગ્રહ પાસે મોહિત આનાકાની કરી શકયો નહિ. ગિરિબાલા સિવાય બધાય ગોઠવાયા. ચાંદીના ચકચકતા પાત્રોમાં નાસ્તાની તરેહ તરેહની વાનીઓ પીરસીને તૈયાર રખાઈ હતી. બારણાને ઓથે ઉભી રહી ગિરિબાલા એ દેખાવડા યુવકને વારંવાર નિહાળી રહી હતી. મોહિત અને નીરંજના નીચું માથું રાખીને થોડોક નાસ્તો કરી ઉભા થઈ ગયા. એ પછી પાન–સોપારી સ્વીકાર્યા બાદ મોહિતે જવાની રજા માગી. વિમલાચરણે ફરીથી આવવાને આમંત્રણ આપ્યું અને એને વળાવવા હેઠ નીચે મકાનના દરવાજા સુધી ગયા.

"જોજો, હવે અમને ભૂલી જતા નહિ. અવારનવાર જરુર અહીં આવતા રહેજો." વિમલાચરણે વિદાય આપતા ફરીથી વિવેક દર્શાવ્યો. મોહિતે પણ એમની મુલાકાતથી પોતાને થયેલો આનંદ વ્યક્ત કર્યો અને બે હાથ જોડી નમસ્કાર કરી રવાના થયો.

"કેમ વારુ, છોકરો કેવો સુંદર અને વિવેકી છે?" વિમલાચરણે ઘરમાં આવી પોતાની પત્ની ગિરિબાલાને કહ્યું. "કેવી નરમાશ ને સભ્યતાથી વાત કરતો હતો. એનામાં રુપ છે એથી વિશેષ ગુણ છે. હમણા એ એલ. એલ. બી. નો અભ્યાસ કરે છે. આવા શિક્ષિત છતાં સાદા અને સભ્ય છોકરા આજના જમાનામાં બહુ થોડા હોય છે. વળી ઉંમર પણ વધુ નથી. ચોવીસમું વરસ ચાલે છે."

ટેબલ ઉપરથી ચાહ–નાસ્તાના રકાબી–પ્યાલા વગેરે ઉપાડી અંદર ગોઠવતી નીરંજનાએ પિતાનાં મોઢામાંથી નીકળતા આમાંના કેટલાંક વાકયો સાંભળી લીધા. એ પોતાના અભ્યાસરુમમાં ચાલી ગઈ. પુસ્તક ઉઘાડયું પણ એને એમાં ઠેર ઠેર મોહીતકુમાર જ છપાયલું દેખાવા લાગ્યું. "કેટલું સુંદર ને મોહક નામ!" એણે મનમાં ને મનમાં બડબડી ચોપડી બંધ કરી દીધી.

× × × ×

મોહિતકુમાર પોતાને મકાને જઈ હમેશની માફક પોતાના ઓરડામાં વાંચવા બેઠો.

"મોટાભાઈ, જમવા ચાલો." નાનાભાઈ સતીશે આવી કહ્યું.

"તું જા, મારે આજે જમવું નથી. હું બહાર જમીને આવ્યો છું." મોહિતે મોઢું મલકાવીને કહ્યું.

"ક્યાં? કોઈનું નિમંત્રણ હતું?" સતીશે પાછો પ્રશ્ન કર્યો.

"હા..." મોહિતે ટુંકો ને ટચ જવાબ આપી પાછું ચોપડીમાં માથું ઘાલ્યું.

"ત્યારે તમારે જમવું નથી એમજ ને! ભલે સુઈ જાઓ." બોલી સતીશ ચાલ્યો ગયો.

મોહિતના પિતા નંદલાલ બંદોપાધ્યાય એક શ્રીમંત જમીનદાર અને સાચા હિન્દુધર્મપ્રેમી હતા. દેશમાં દુર્ગોત્સવાદિ ધાર્મિક પૂજાવ્રતો ઉજવવામાં એ હમેશાં પહેલ કરતા. તે કાયમને માટે પોતાને વતન પોતાના દેશમાં રહેતા હતા. એમના બે પુત્રો કલકત્તામાં રહીને અભ્યાસ કરતા હતા. નંદલાલબાબુએ બીજી વાર વિવાહ કર્યા હતા.

વાંચવામાં ચિત્ત ન લાગતા ઓરડામાંની લાઈટ ઝાંખી કરી મોહિત પથારીમાં આડો પડ્યો. વિચારને વમળે ચડતાં થોડીજ વારમાં એની આંખો સામે વર્તમાન અને ભૂતકાળના એ ભવ્ય સંસ્મરણોની ભભકભરી રમણીય સૃષ્ટિ ખડી થવા લાગી. 'એ બે ઘોડા જોડેલી કાળી ગાડી–એમાંથી આમતેમ જોતી નીચે ઉતરતી એ શ્વેતાંગી સરળહૃદયા સુંદરી–ભીખારીઓને દાનદક્ષિણા—પોતે એ બધું જોઈ રહેવું–એને એ બાબતની જાણ થવી અને છેવટે એ ભયંકર અકસ્માતનો સોનેરી પ્રસંગ ઉપરાંત નાટક માંહેની મુલાકાત–આગ્રહ-ભર્યું આમંત્રણ-વિમલાચરણનો વિવેક અને સૌજન્યભર્યાં સન્માન એ બધાય પ્રસંગો અત્યારેજ બની રહ્યા હોય એમ દ્રષ્ટિ સમક્ષ તરવરી રહ્યાં.

અને એ મધુર સુરમ્ય સ્વપ્ન–સૃષ્ટિમાં રાચતા રાચતા એની આંખો મળી ગઈ.



## ૮

બીજે દિવસે સવારે પથારીમાંથી ઉઠ્યો ત્યારથી જ મોહિત કુમારનું મન અસ્વસ્થતા અનુભવવા લાગ્યું. કોઇ કામકાજમાં એનું મન પરોવાયું નહિ. એ કોલેજમાં ગયો પણ અભ્યાસમાં યે એનું ચિત્ત ચોંટ્યું નહિ. કોલેજથી ઘેર આવ્યો, પણ ઘરમાં ય એને ચેન ન પડ્યું. 'આજનો દિવસ જ સારો ઉગ્યો નથી' એમ એને લાગવા માંડ્યું. 'વિમલબાબુએ તો મને મરજી પડે ત્યારે મળવા આવવાને કહ્યું છે તો પછી આજે જ—હમણા જ હું ત્યાં જાઉં તો શો વાંધો છે?' એ વિચાર આવતાં જ એ વિમલબાબુને મળવા જવાને તૈયાર થયો. '...હજી ગઈ કાલે જ તેમને મળી આવ્યો છું અને આજે વળી પાછો જઈશ તો એ મારે માટે શું ધારશે? આજે ન જાઉં એ જ ઠીક છે.' એ વિચાર મનમાં આવતાં વળી એ પાછો અટકી ગયો અને પોતાના ઓરડામાં જઇ બેઠો. થોડીવાર એમ ને એમ સુમસામ બેસી રહ્યા પછી એ ઉભો થયો અને પોતાનાં મકાનની નજીક આવેલા ધોરી

રાજમાર્ગ–સરક્યુલર રોડ ઉપર ફરવા નીકળી ગયો. આમ તેમ ફરીને સાંજ પડતાં ઘેર પાછો આવી એ પુસ્તક ઉઘાડી પોતાના ઓરડામાં વાંચવા બેઠો.

"દેશમાંથી તમારો કાગળ આવ્યો છે. નાનાભાઈએ આપ્યો છે." નોકરે ઓરડામાં આવી મોહિતના હાથમાં એક કાગળ આપતા કહ્યું.

મોહિતે કવર પરના હસ્તાક્ષર જોઈને જ 'એ પોતાના પિતાનો કાગળ છે, એમ જાણી લીધું. કવર ફોડીને એણે આખો ય કાગળ વાંચ્યો. અન્ય ખબરઅંતર ઉપરાંત પિતાએ કાગળમાં લખ્યું હતું, કે:

"એક ખાનદાન કુટુંબની સુંદર કન્યા સાથે તારું સગપણ કરવાનું મેં નક્કી કર્યું છે. આવતા માગસર મહિનામાં તારાં લગ્ન કરી નાખવાનો મારો વિચાર છે. મને વિશ્વાસ છે કે તું આ વખતે મારું કહ્યું જરુર માનીશ. તારે પૈસાટકાની કે બીજી કોઈ જાતની ફિકર–ચિંતા કરવાની નથી છતાં ય તું લગ્ન કરવાની કેમ ના પાડે છે એ મારી સમજમાં નથી આવતું. લગ્ન કર્યા પછીથી પણ શું અભ્યાસ ચાલુ રાખી શકાય નહિ? ગમે તેમ હો, પણ હું આશા રાખું છું કે તું પહેલાંની જેમ આ વખતે પણ લગ્ન કરવાની ના લખીને મને નારાજ કરશે નહિ."

મોહિતે આ કાગળ બે–ચાર વખત ફરી ફરીને વાંચ્યો. પછી હતાશ હૈયે ટેબલ પર માથું રાખીને પિતાને શો જવાબ લખવો એ વિચારવા લાગ્યો. ઘણી વાર સુધી વિચાર કર્યા પછી બીજે દિવસે જવાબ લખવો મુલતવી રાખી એ પથારીમાં જઈ સુતો. "ના, ના, આજે જ એમને જવાબ લખી નાખવા દે, નહિ તો વળી પાછા મારા વિચાર પલટો ખાઈ જાય." એ વિચારે વળી પાછો એ પથારીમાંથી ઉઠીને ખુરશી–ટેબલ પાસે જઈ કાગળ લખવા બેઠો. શરુઆતમાં કુશળ સમાચાર જણાવ્યા પછી એણે કાગળમાં લખ્યું, કે :

"આપે અત્યાર સુધી લગ્ન ન કરવાની મારી વિનંતિને માન્ય રાખીને મને ક્ષમા આપવાની જેમ કૃપા કરી છે તેમ હજુ એક વરસ વધુ લગ્નની વાતને મુલતવી રાખવાનું કહેવા માટે આપ મને જરુર

ક્ષમા કરશો એવી મને આશા છે. એલ. એલ. બી. ની પરીક્ષા પાસ કર્યા પછી જરુર હું આપનો હુકમ માથે ચઢાવીશ. આપની ઇચ્છાને અત્યારે માન ન આપવા માટે આપ મારા ઉપર નારાજ નહિ થાઓ એવી હું આશા રાખું છું."

કાગળ કવરમાં બીડી, તે ઉપર સરનામું લખી પોતાના નોકરને બુમ મારીને બોલાવી એ ટપાલમાં નાખી આવવાનું કહી એ બત્તી બુઝાવી નાખી સુઇ ગયો. પણ આળસુ, ઉંઘણસી ને ભૂલકણા એવા એ નોકરે એ કાગળ એ રાત્રે ટપાલમાં નાખ્યો નહિ. 'વહેલી સવારમાં નાખી આવીશ' એ વિચારે ઉશીકા નીચે એ કાગળ રાખીને એ પણ નિરાંતે સૂઈ જ ગયો.

× × × ×

બે દિવસ પછી મોહિત સાંજના સમયે વિમલાચરણબાબુને ફરી વાર મળવાને ગયો.

"બાબુજી ઘરમાં છે કે?" મકાનને દરવાજે ઉભેલા મોહિતે બહારથી જ વિમલબાબુની ખબર પૂછી.

"જી, હા. બાબુજી ઉપરના ઓરડામાં છે. હમણા જ નીચે આવશે." નોકરે વિવેકથી જવાબ આપ્યો.

"વારુ, ત્યારે કાલે હું પાછો આવીશ. એમને મારા આવી ગયાની ખબર આપજે." મોહિતે પાછા ચાલ્યા જવાનો વિચાર કરી કહ્યું.

મકાનને દરવાજે ઉભેલો એ નોકર વિમલબાબુનો ખાનસામા હતો. વિવેકથી વાતચીત કરવાનું અને મળવા આવનારને સભ્યતાપૂર્વક માનપાન આપવાનું એ બહુ સારી રીતે જાણતો હતો.

"પણ પાછા શા માટે જાવ છો? આવો, ઉપર આવી થોડીવાર બેસો. બાબુજીને હું તમારાં આગમનની ખબર આપું છું." કહી ખાનસામા ઉપર જવાને સીડી ચઢવા લાગ્યો. મોહિત એના વિનયી વર્તનથી અંજાઇ લાચાર બની એની પાછળ પાછળ ઉપર ગયો.

"તમાકુ ખાશો?" મોહિતને વિમલબાબુના ઓરડાની બાજુના ઓરડામાં બેસાડી ખાનસામાએ ફરી પાછો વિવેક કર્યો.

"ના, હું તમાકુ ખાતો નથી." મોહિતે સહેજ હસીને કહ્યું.

એ પછી ખાનસામા ત્યાંથી ચાલ્યો ગયો. મોહિત વખત પસાર કરવા ટેબલ ઉપર પડેલું એક પુસ્તક લઈ પાનાં ઉથલાવવા લાગ્યો. એટલામાં અચાનક પાછળથી કંઇક અસ્ફુટ અવાજ કાને પડતાં એણે પીઠ ફેરવીને જોયું તો નીરંજનાને ઉભેલી દીઠી.

"કાં! મારાથી શરમાવ છો શું?" મોહિત હસતા હસતા બોલ્યો.

"ઉંહું...તમે ક્યારે આવ્યા?" નીરુએ ડોકું ધુણાવી મોઢું મલકાવીને ધીમે અવાજે સવાલ કર્યો.

"થોડીક વાર થઈ. વિમલબાબુ ક્યારે આવશે?"

"હમણા જ આવશે. તમે અત્યાર સુધી એકલાં જ બેઠા છો?"

"હાસ્તો...પણ હવે તો તમે આવ્યા છો એટલે એકલો નથી રહ્યો." મંદ મંદ હસતો મોહિત બોલ્યો.

નીરંજના એના આ જવાબે શરમાઈ નીચું જોઈ ગઈ.

"બાપુજીને આવતા હવે બહુ વાર નહિ લાગે." એણે ટાવકાઈથી એની સામે નજર નાખ્યા વિના જવાબ દીધો.

"અને ત્યાં સુધી તમારા બાપુજીની જગા તમે સંભાળો તો!" મોહિતે નયનો નચાવતા નીરુને અંદરથી ગમતી પણ ઉપરથી અણગમો દર્શાવતી વાત છેડી.

પણ નીરુ એનો કંઈ પણ પ્રત્યુત્તર વાળે એ પહેલાં તો વિમલબાબુએ એ ઓરડામાં પગ મૂક્યો. "ઓહ્! મોહિતબાબુ! તમે ક્યારના આવ્યા છો?" એમણે મોહિતનો આદરસત્કાર કરતા પૂછ્યું.

"થોડીક વાર થઈ." મોહિતે ખુરસી ઉપરથી ઉભા થઈ બે હાથ જોડી માથું નમાવતા એમને માન આપ્યું.

"લાગલાગટ બે દિવસ તો દેખાયા જ નહિ, એટલે મેં તો ધાર્યું કે તમે અમને ભૂલી જ ગયા."

"અભ્યાસમાંથી બહુ જ ઓછો સમય મળે છે...એટલે..." મોહિતે ધીમેથી અભ્યાસનું ખોટું બહાનું આગળ કર્યું.

નીરુ ત્યાં વધુ વાર ન થોભી. વિમલબાબુ મોહિતની સાથે વિવિધ વિષય પર વાતચીત કરવા લાગ્યા. નીરંજના સંબંધી પણ વાત નીકળી. મોહિતે એની અપૂર્વ દયાવૃત્તિનો ઉલ્લેખ પણ કર્યો. વિમલ-બાબુએ પણ એનું 'ભણવામાં ખૂબ મન છે, પિયાનો બહુ જ અચ્છી રીતે વગાડે છે.' વિગેરે વાત કરી અતિ આનંદમાં આવી જઈ કહ્યું: "ચાલો, તમને એનો પિયાના ઉપરનો સરસ કાબુ બતાવું."

નીરંજના ભારે મુસ્કેલીમાં આવી પડી. એણે અનેક અપરિચિત વ્યક્તિઓની પિયાનો વગાડી સંભળાવીને પ્રશંસા પ્રાપ્ત કરી હતી પરંતુ આ અપરિચિત યુવકનાં નયનો કોઈ પણ યત્ન કર્યા સિવાય પોતાની પ્રશંસા કરી રહ્યા છે એ એ સમજી શકી નહિ. ઘડીભર તો પિતાજીના પ્રસ્તાવથી એ ભારે ગડમથલમાં પડી ગઈ, પણ આખરે બાપુજીના અત્યાગ્રહ પાસે લાચાર બની એ પિયાનો વગાડવા બેઠી અને વગાડવા લાગી. મોહિતબાબુએ એક પણ શબ્દ બોલ્યા વગર સાંભળ્યા જ કર્યું.

"કેમ મોહિતબાબુ, મારી નીરુ પિયાનો કેવો વગાડે છે?" વિમલબાબુએ પુત્રીની કુશળતાથી ખૂબ પ્રસન્ન થઈ મોહિતને પૂછયું.

"બહુ જ સુંદર."

પણ નીરંજનાને મોહિતબાબુના આ પ્રશંસાના શબ્દો સાચા લાગ્યા નહિ કારણ કે કોણ જાણે કેમ તે આજે પોતે પિયાનો બરોબર વગાડી શકી ન હતી, એમ તે સારી રીતે જાણતી હતી. પિયાના પર આજે પોતાની આંગળીઓ બરાબર પડતી ન હતી, તાલ પણ બરાબર ન હતા, છતાં ય મોહિતબાબુએ 'બહુ જ સુંદર' શબ્દો ઉચ્ચારીને પોતાની કરેલી પ્રશંસા એને અવાસ્તવિક લાગી. મોહિત-બાબુએ પોતાને સારું લગાડવા ખાતર જ પોતાની કળાની અયોગ્ય પ્રશંસા કરી છે એમ એને લાગ્યા વગર રહ્યું નહિ.

× × ×

એ દિવસ પછી તો મોહિત ઘણોખરો હમેશાં સાંજે વિમલા-ચરણબાબુને ત્યાં જતો હતો, અને વિમલબાબુ નીરંજના અને સુરેન્દ્ર સાથે ખૂબ આનંદપૂર્વક વાતચીત કરતો હતો. નીરંજનાની શરમનું પ્રમાણ પણ ધીમે ધીમે ઘટી ગયું. એ હવે નિઃસંકોચ મોહિતબાબુની પાસે બેસી દેશપરદેશોની અવનવી ખબરો સાંભળતી અને સાહિત્ય, સંગીતકળા, કાવ્ય વિગેરે વિષયો પર રસભરી ચર્ચાઓ કરતી. મોહિત કોઈ દિવસ કામકાજમાં રોકાઈ જવાથી ન આવી શકતો તો બીજે દિવસ તરત જ વિમલબાબુ, નીરંજના અને સુરેન્દ્ર એને ન આવવાનું કારણ પૂછતા હતા. અગાઉનો અતડો સુરેન્દ્ર પણ એની સાથે આજે ખૂબ હળીમળી ગયો હતો. ધીમે ધીમે વિમલાચરણબાબુ ઘરના નોકરચાકરથી માંડી તમામ નાના મોટા એને અત્યંત સ્નેહથી ચાહવા લાગ્યા હતા. એ તો માનવ–સ્વભાવ છે કે ઘનિષ્ટતામાંથી સ્નેહ જન્મે છે અને આત્મીયતામાંથી પ્રેમ ઉપજે છે. વિમલાચરણબાબુ હવે મોહિતને ‘તમે’ શબ્દ ને બદલે ‘તું’ શબ્દથી સંબોધવા લાગ્યા હતા. એમની ગૃહલક્ષ્મી ગિરિબાલા દેવીને પણ મોહિતનો સ્વભાવ બહુજ ગમી ગયો હતો અને હવે એ પણ વારંવાર આગ્રહ કરી પોતાની સામે બેસાડીને એને જમાડીને જ સાંજે ઘેર જવા દેતી હતી. જમાડતા જમાડતા એ એની સાથે કંઈ કંઇ વ્હાલભરી વાતચીત હવે બેધડક કરતા અચકાતી ન હતી.

કોઈ વાર બધાંય ભેગા થઇને ઇડન ગાર્ડનમાં ફરવા જતા તો વળી કોઇ વાર હોડીમાં બેસીને ગંગામાં સહેલ કરવાને પણ જતા હતા. નીરંજના મોહિતની હાજરીમાં શરમાયા વિના હવે પિયાનો, હારમોનિયમ વગેરે પણ વગાડતી હતી અને ગાયનો પણ ગાતી હતી. આ પ્રમાણે આનંદપ્રમોદ કરતા કરતા ચાર પાંચ મહિના વીતી ગયા.

એક દિવસે મોહિત સાંજના સમયે વિમલબાબુને મળવા આવ્યો. ઓરડામાં એ બે જણ સિવાય બીજું કોઇ ન હતું. આડીઅવળી અનેક વાતચીત કરવામાં બંને મશગુલ બની ગયા.

"મોહિત, આજે તને મારે એક અતિ મહત્વની વાત કહેવી છે." વિમલબાબુએ બહુ જ ગંભીર થઇ મોહિતને કહ્યું. "વળી એ વાત અત્યંત ખાનગી છે એટલે એ બીજા કોઈના કાને ન જાય એની પણ તારે સંભાળ રાખવાની છે."

"આપની ઇચ્છાની ઉપરવટ થઇને એ વાત કોઇને કાને આ હોઠેથી નહિ જ જાય એની આપ ખાત્રી રાખો." મોહિત કંઈક વિસ્મિત થઇને બોલ્યો.

"આમ તેમ ચોતરફ નજર ફેરવી બીજું કોઇ ત્યાં એટલામાં નથી એની ખાત્રી કરી લીધા પછી વિમલાચરણે ધીરેથી નીરંજનાના બાલ્યજીવનની વાત જેમની તેમ વિસ્તારપૂર્વક કહી સંભળાવી. કેટલી ઉંમરે, કેવી રીતે નીરંજનાના વિવાહ થયા હતા, કેટલા દિવસ પછી એ વિધવા થઇ હતી અને આ બધી હકીકત એ બાળબુદ્ધિની છે એટલે એનાથી ગુપ્ત રાખવામાં આવી છે, વિગેરે બધું ય એણે એને કહી બતાવ્યું. મોહિત આ બધી વાત સાંભળી ખુરસીમાં પત્થરના પુતળાની માફક જડવત્ ચોંટી ગયો. એનાં મોંઢામાંથી એક પણ શબ્દ બહાર ન નીકળ્યો.

"હવે મારી એ બેસમજ શિક્ષિત ને સંસ્કારી બાળાની ભાવિ જીંદગી બાબતમાં તારી શી સલાહ છે?" વિમલબાબુએ શાંત ને સ્થિર મોહિતને પૂછ્યું.

"આપ કઇ બાબતમાં મારી સલાહ માગો છો?" મોહિતે કંઇક સ્વસ્થ થઈ અણજાણપણાનો ડોળ કરી વિમલબાબુને સામો પ્રશ્ન કર્યો.

"મારો વિચાર એના પુનર્વિવાહ કરવાનો છે. તારો શો અભિપ્રાય છે?" વિમલબાબુએ વર્ષોથી પોતાનાં દીલમાં દાટી રાખેલી વાત આજ ખોદીને બહાર કાઢી નાખી.

"પુનર્વિવાહ કરવાનો!" કપાળ પરથી પરસેવો લૂછતો મોહિત કંઇક કંપતી જબાને બોલ્યો. "આપણી હિન્દુ સમાજમાં પુનર્વિવાહ કરાય ખરા?"

"સમાજ! એની મને પરવા નથી. એક માત્ર મારા વૃદ્ધ અને રુઢિચુસ્ત પિતા સિવાય બીજા કોઇના વિરોધનો મને ભય નથી. પણ જે દિવસે હું મારી એ બાળવિધવા બેટીના પુનર્વિવાહ કરીશ ત્યારે એ ભય પણ હું છાંડી દઇશિ."

"પણ પુનર્વિવાહ કરશો કોની સાથે?" મોહિતે મુદ્દાની વાત છેડી જોઇ.

"જો નાતમાંથી ભટ્ટાચાર્યના પુત્રો મારી એ નિર્દોષ ને પવિત્ર પુત્રીનો હાથ સ્વિકારવા મને નહિ મળે તો એમના કરતા હજાર ગણા ગુણમાં શ્રેષ્ઠ અને સુશિક્ષિત મુરતિયાઓ મેળવવામાં મારા જેવા પ્રતિષ્ઠીત ને શ્રીમંત માણસને કોઈ મુશ્કેલી નડે તેમ નથી." ભ્રકૂટિ ચઢાવી વિમલબાબુ બોલ્યા.

મોહિતે એમને કોઈ ઉત્તર આપ્યો નહિ. એ ચૂપચાપ બેસીજ રહ્યો.

"તું પોતે જ પૂરતો વિચાર કરી જો કે એમાં એ બિચારીનો શો દોષ છે?" મોહિતને ચૂપ બેઠેલો જોઇ વિમલબાબુ શંકીત બની પાછા બોલ્યા: "જે બાળવિધવા પોતાના પતિનું નામ સરખું ય જાણતી નથી, જેણે જેને નજરે પણ બરાબર જોયો નથી, એ નાદાન ને નિર્દોષને ફરીથી પરણાવવી એમાં શું પાપ કે અધર્મ છે? લગ્ન સમયે જેને સ્વામી, સંસાર અને સ્નેહ સંબંધી પૂરતી સમજ ન હોય એ બેસમજ બાલિકાએ શું ભાવિ-જીવન અંધકારમાં જ આંસુ વેરી પૂરું કરવું? એનાં વિધવા-જીવનનો અર્થ શો? એને દેવાતી વૈધવ્યની આકરી સજામાં ઇન્સાફ શો?" આખરનાં વાક્યો બોલતાં એ કંઇક ઉશ્કેરાઈ ગયા.

મોહિત વિમલાચરણની સચોટ ને હૃદયસ્પર્શી દલીલો મૂંગે મોઢે સાંભળી રહ્યો. ઇચ્છા છતાં એણે એ વેળા પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો નહિ.

"આજે આ વાત આટલેથી જ અટકાવી દો તો કૃપા. વળી કોઈ બીજે દિવસે આ બાબત પર આપણે ચર્ચા કરીશું." મોહિતે વિમલબાબુને શાન્ત પાડવા મોઢું ખોલ્યું.

"ભલે, જેવી તારી ઇચ્છા." વિમલબાબુએ પણ એને ખોટું ન લગાડવા એની ઈચ્છાને માન આપ્યું.

"લ્યો બેસો, ત્યારે હવે હું જઈશ." મોહિતે જવાની રજા માગી.

"એમ તે જવાતું હશે! જમીને જજે."

"આજે તો હવે જમવા નહિ રોકાઉં. કાલે થઈ રહેશે." કહેતો મોહિત ઉભો થઈ નમસ્કાર કરી વધુ આગ્રહ કે વાતચીતનો મોકો આપ્યા વિના સપાટાબંધ બહાર ચાલ્યો ગયો.

વિમલબાબુ એનાં આજનાં આવાં વર્તને વ્હેમાયા–વિહ્વળ બન્યા અને થોડીવાર સુધી જ્યાંના ત્યાં જ ઉદાસ થઈ ને બેસી રહ્યા. શિક્ષિત ને સંસ્કારી મોહિત પાસેથી તેણે આવા વર્તાવની મુદ્દલ આશા ન્હોતી રાખી.

× × × ×

બીજી બાજુ નિરંજના પોતાના એકાન્ત ઓરડામાં પોતાનું અભ્યાસ–પુસ્તક વાંચી રહી હતી. પોતાના ઓરડા પાસે થઇને પસાર થતા માનવીનો પગરવ કાને પડતા એણે પુસ્તકમાંથી માથું ઉચું કરી જોયું તો એણે મોહિતને જતો જોયો. એકદમ ખુરસી ઉપરથી ઉભા થઇ જઈ મોહિતની પાછળ દોડી જઈને એણે બુમ મારી:

"અરે મોહિતબાબુ, મને આ એક દાખલો ગણાવતા જાઓ તો!"

ઉતાવળે નાસતા મોહિતના પગ અટક્યા. એ સ્થિર નેત્રે નિર્દોષ નીરંજનાના મોઢાં સામે પળભર જોઇ રહ્યો. એ જ ઘડીએ મનમાં વિચાર આવ્યો, કે: "ખરેખર! આ નિર્દોષતાની પ્રતિમાને વૈધવ્યનો ડાઘ લગાડાયો છે, એમાં એનો શો દોષ છે? એને માટે જો કોઈ દોષિત કે જવાબદાર હોય તો એના આત્મીય જનો–ખાસ કરીને એના દાદા જ છે. અને એકના દોષનું ફળ બીજાએ ભોગવવું એ સરાસર ઇન્સાફના ખૂન જેવું છે!"

"આવોને! એવડા મોટા શા ગંભીર વિચારમાં પડી ગયા છો! પાંચ મિનિટ ખોટી થઇને મને દાખલો ગણાવી જાઓને!" નીરંજનાએ એનો હાથ ખેંચ્યો.

"આજે માફ કર. બહુ મોડું થઇ ગયું છે. કાલે જરુર આવીને ગણાવી જઇશ."

"પણ આજે નહિ એનું કારણ? તમારું મોઢું આમ ઉતરી કેમ ગયું છે વારૂ? શું પિતાજી કંઇ બોલ્યા?" નિરંજના વિવશ બની પૂછવા લાગી.

"ના, ના, નીરુ, એવું કંઇ નથી. અને કંઇ હોય તોપણ એમાં તારો શો દોષ!" હૈયાની વાત અનિચ્છા છતાં હોઠેથી નીકળી ગઈ.

"મારો દોષ!" નીરંજના મોહિતના શબ્દો સાંભળી આશ્ચર્યમાં ગરક થઇ ગઈ. "આજે મગજ તો સ્વસ્થ છેને? કંઈ સ્વપ્ન–બ્વપ્ન તો નથી આવ્યુંને? આવો, આવો, થોડીવાર અંદર આવી બેસો, એટલે બધું ય શાન્ત થઇ જશે."

"આજે નહિ, કાલે આવીશ." એટલું બોલી મોહિત એનો હાથ ઝટકાવી ઝડપભેર ચાલતો થઈ ગયો.

નીરુના વિસ્ફારિત નેત્રોમાં આંસુનાં ઝળહઝળીયાં ભરાઈ આવ્યાં.



## ૯

લગભગ એક અઠવાડિયાથી મોહિત વિમલાચરણબાબુને ઘેર મુદ્દલ ગયો ન હતો. અને એનું કારણ વિમલબાબુએ તે દિવસે નિરંજના સંબંધી કહેલી વાતની જ વ્યગ્રતા હતી. સાત સાત દિવસો સુધી રાત અને દિવસ પુષ્કળ વિચાર કરવા છતાંય એ પોતાનાં મનમાં એવા કોઈ જ ચોક્કસ અભિપ્રાય પર આવી શકયો નહિ. વિમલાચરણબાબુએ તો ફક્ત એને એનો અભિપ્રાય જાણવા માટે જ એ બધી વાત કહી હતી છતાંય એમણે જાણે પોતાનાં માથા ઉપર કોઈ એક જબરજસ્ત–મહાભારત કામનો બોજો લાધ્યો છે એમ એને લાગતું હતું. નીરંજના લલિત લાવણ્યવંતી, લજ્જાશીલ, સુશીલ, સુશિક્ષિત, સંસ્કારી અને શ્રીમંત પિતાની પુત્રી હતી. આવી સદ્‌ગુણી સુંદરી સાથે લગ્ન કરીને જીવન સાફલ્ય કરવા ઇચ્છતા સુશિક્ષિત અને સંસ્કારી યુવાન મુરતીયાનો કોઈ તોટો ન હતો, તેમ છતાં વિમલબાબુએ ખાસ એ સંબંધમાં પોતાની જ પસંદગી કરી પરીક્ષા કરવા માટે આ કસોટીપ્રશ્ન પૂછી નાખ્યો હતો, તે એની સમજ બહાર ન હતું.

"વિમલબાબુને શો અભિપ્રાય આપવો? મારે આમાં કયો માર્ગ ગ્રહણ કરવો? એ વિચાર–પરંપરાની ગડમથલમાં મોહિતને કંઈ ગમતું ન હતું. ખાવું–પીવું, હરવું–ફરવું, બોલવું–ચાલવું, વાંચવું–લખવું ને ઉંઘ–આરામ ઉપર પણ એને અભાવ થઈ ગયો હતો. કોઈએ પોતાને

કોઈ પણ આશા બંધાવી ન હતી છતાંય પોતે ઘણાય દિવસોથી જાણે કોઈ આશા બાંધી બેઠો હતો એ હવે મોહિતથી બરાબર સમજી શકાયું. વળી 'વિમલબાબુને નીરંજનાના વિવાહની વાત પોતાની સમક્ષ ઉચ્ચારવાની અને એ પર પોતાનો અભિપ્રાય માગવાની પણ શી જરુર હતી?' એ મહત્વનો મુદ્દો પણ એ વિચાર્યા વગર રહી શકયો નહિ. વિચારના વંટાળીઆમાં આમથી તેમ ઘસડાતો મોહિત સ્વગત બડબડવા લાગ્યોઃ "હવે મારાથી મનને બીજી કોઈ રીતે મનાવી શકાય એમ નથી–આંખ આડા કાન કરી શકાય એમ નથી. જીવનની તમામ બાબતનો પૂરેપૂરો વિચાર કરીને બરાબર સમજી લઇને કોઈ એક ચોક્કસ માર્ગ નક્કી કરી લીધા સિવાય છુટકો જ નથી. વિમલબાબુ આ લગ્ન કરવામાં કોઈ જાતનો અન્યાય કે દોષ કરતા નથી. નિર્દોષ નીરંજના પણ એમ થવા દેવામાં કોઈ પાપ કે અધર્મ કરતી નથી. એની સાથે વિવાહ કરવાને જે તૈયાર થશે, એ ખરેખર પરમ ભાગ્યશાળી હશે." આ બધીય વિચારમાળાની સાથે એના મનમાં પિતા, કુટુંબ, સમાજ વિગેરેના પ્રશ્નો પણ જાગ્રત થયા. મોહિત ઘડીભર એકાએક અસ્થિર થઇ ગયો.

હૃદયના એક ખુણામાંથી ધીરે ધીરે એક જ્યોતિર્મયી મૂર્તિ ગાઢ અંધકારથી છવાયેલા આકાશપટ પર ચંદ્રની જેમ ઉદય થઈ. એના આંખને આંજી નાખે એવા ઝગઝળાટ પ્રકાશથી એકાએક બધોય અંધકાર અદ્રશ્ય થઈ ગયો. એ જ્યોતિર્મયી મૂર્તિ સમક્ષ અન્ય સર્વ કંઈ વિસાતમાં ન હતું. પિતાનો અસંતોષ, સમાજ–નિંદા, આંતરિક ગૃહ–કલહ, સર્વ એ જ્યોતિર્મયી મૂર્તિની જાજ્વલ્યમાન જ્યોતિ સમક્ષ ધીમે ધીમે ક્ષુદ્ર બની ગયા. મોહિત વિચારોનું વહેણુ એટલેથી જ અટકાવી ઉભો થઈ ગયો.

× × × ×

આટઆટલા દિવસ સુધી લાગલાગટ મોહિતબાબુ ઘેર આવ્યા ન હતા એટલે નીરંજનાને ખૂબ ગુસ્સો ચઢ્યો હતો. મનમાં ને મનમાં એ એની ઉપર બહુ જ રાતી પીળી થઈ રહી હતી. "હવે મોહિતબાબુ

આવે તો એમની સાથે એક અક્ષર પણ બોલીશ નહિ, પિયાનો વગાડીશ નહિ, તેમ કોઈ ગીત પણ ગાઈશ નહિ." એવો એણે મનમાં દૃઢ સંકલ્પ કરી નાખ્યો હતો. પરંતુ ધીમે ધીમે જેમ જેમ વધુ ને વધુ દિવસો વીતવા લાગ્યા તેમ તેમ એનાં મનમાંથી ક્રોધનું પ્રમાણ ઘટી ચિંતાનું સામ્રાજ્ય છવાવા લાગ્યું. 'એ આટલા બધા દિવસથી નથી આવ્યા એનું એવું તે શું કારણ હશે? એમને શરીરે તો ઠીક નહિ હોય! એ બહારગામ તો નહિ ઉપડી ગયા હોય!' એવા એવા અવનવા વિચારો આવતા એનો ક્રોધ ભયમાં બદલાઈ ગયો. એણે સુરેન્દ્રને એની તપાસ કરવાનું કહ્યું. સુરેન્દ્રે તરત જ જવાબ આપ્યો, કે "આજે જ મોહિતબાબુ મને રસ્તામાં મળ્યા હતા. એ બહુ જ મજામાં છે, અને કાલે આપણે ત્યાં મળવા આવવાનું એમણે મને કહ્યું છે." ભાઈએ આપેલા આ સમાચારથી બ્હેન ખૂબ ખુશ થઈ અને 'કાલે તો જરુર એ અહીં આવશે' એમ જાણી આનંદ પામી.

પણ સ્વપ્નાને સત્ય બનાવવાવાળી એની એ કાલ આવી એવી જ ચાલી ગઈ. હંમેશ મુજબ મોહિતબાબુનું આગમન ન જ થયું. હતાશ નિરંજના વળી પાછી અત્યંત ક્રોધે ભરાઈ. "મારી ઉપર એ ગુસ્સે તો થયા નહિ હોય!" એનાં મનમાં આ નવો વિચાર સ્ફૂર્યો. એ દિવસે એ ઉતાવળમાં ઘેર જતા જતા દોષની વાત બોલતા ગયા હતા એનું એને સ્મરણ થઈ આવ્યું. 'કદાચ મારાથી એવો કોઇ દોષ થઇ ગયો હોય અને એમને ખોટું લાગી ગયું હોય!" આમ ધારતી નીરંજના અતિશય આકૂળ-વ્યાકૂળ થઇ ગઈ.

કેટલાક દિવસ પછી મોહિત વિમલાચરણબાબુને ઘેર આવ્યો અને ધીમે પગલે સીડી ચઢી દિવાનખાનાના ઓરડામાં જઈ એક ખુરસી પર બેઠો. નીરંજના સામેના ઓરડામાં ટેબલ પાસેની ખુરસી પર બેસી પોતાના અભ્યાસનું પુસ્તક વાંચી રહી હતી, એને કાને કોઇના પગલાનો અવાજ પડતાં એણે આડી નજરે જોયું તો મોહિતને દીઠો. પ્રફુલ્લ મુખ, આનંદભરી આંખો અને સુસ્વસ્થ શરીર જોઇને

એને ખાત્રી થઇ કે મોહિતને ગ્લાનિ થઈ હશે એ પોતાનો વિચાર ભ્રામક હતો. નીરંજનાએ અભ્યાસનું પુસ્તક હાથમાંથી પડતું તો મૂક્યું પરંતુ ઓરડાની બહાર આવીને એની સાથે વાતચીતનો આરંભ ન કરવાનો નિશ્ચય કર્યો. જાણે પોતાને ખૂબ જ રીસ ચઢી છે એવો ડોળ કરીને એ બોલ્યા ચાલ્યા સિવાય જ્યાંની ત્યાં નીચી નજરે એની તરફ ઝાંખતી બેસી જ રહી.

"નીરુ, શું તું મારા ઉપર ગુસ્સે થઇ છે?" મોહિતે નીરંજનાનું આજનું વિચિત્ર વર્તન સમજી જઈ પોતે જ સ્નેહભર્યા સ્વરે વાતચીત કરવાની શરુઆત કરી. "અમુક કારણસર મારું મન બહુ જ ઉદાસ થઇ ગયું હતું એટલે જ મારાથી આવી શકાયું નથી."

મોહિતબાબુનું હસતું મોઢું, હસમુખો સ્વભાવ ને અમીભરી આંખડીની વેધક ને આકર્ષક દ્રષ્ટિના ત્રીવેણીસંગમ સાથે હેતભર્યા હોઠેથી છૂટતા સ્નેહાળ શબ્દોએ નીરંજનાનાં મન પર છવાયેલા ગુસ્સાનું ગાઢ આવરણ ક્ષણ વારમાં દૂર હઠાવી નાખ્યું. એ બહાર આવી એની સામે ઉભી રહી.

"પણ એ મનની ઉદાસીનતાનું કારણ? શું કોઈએ તમને એવું કંઇ કહ્યું હતું?" ભોળી નીરંજનાએ ભોળે ભાવે પ્રશ્ન કર્યો.

"કોઇના કંઈ કહેવાથી જ શું મન ઉદાસ થઇ જાય છે?" મોહિતે જરા હસીને પોતાના બોલેલા બોલની પાછળ સમાયલો ગંભીર અર્થ ટાંકવા પ્રયાસ આદર્યો.

"તો પછી મન ઉદાસ થઈ જવાનું એવું તે બીજું કયું ગંભીર કારણ હતું મોહિતબાબુ?"

"એ જાણીને તું શું કરીશ?"

"જાણીને વળી શું કરવાનું હતું? તમે કહેશો અને હું સાંભળીશ. તમારું દીલ મોકળું થશે ને મારી તમારા ઉપર ચઢેલી લાંબા સમયની રીસ ઉતરી જશે." એ ખડખડાટ હસી પડી.

"ઠીક છે, પણ આજે એ વાત જવા દે. વળી વખત આવે કોઈ એક દિવસે કહી નાખીશ." હોઠે આવેલી વાત હૈયામાં દબાવી દેતો મોહિત કંપતે સ્વરે બોલ્યો.

"તે દિવસે તમે બોલ્યા હતા કે 'નીરુ, તારો દોષ શું? એનો પણ કંઇ ખુલાસો કરશો કે કેમ?"

"એ પણ એક દિવસે થઇ જશે, આજે નહિ."

"જે પૂછો એનો જવાબ એક દિવસે થઈ રહેશે, ત્યારે શું આજે મુહૂર્ત નથી?" નીરંજનાએ સક્રોધ રીસાઈને આટલું બોલી મોઢું ફેરવી લીધું.

"ખોટું ન લગાડીશ. નીરુ, મારી ઉદાસીનતા દૂર કરવા હું લાંબે વખતે તારો મહેમાન થયો છું, તો નાહક આવી નજીવી બાબતમાં મમત કરીને મારી વિસારે પડેલી ગમગીનીને ફરી તાજી ન કર. હું તને વચન આપું છું, કે એક દિવસ જરુર હું તને એનું કારણ કહીશ. લે, હવે મારી તરફ જોઇ જરા મોઢું મલકાવી દે વારુ જોઉં!"

મોહિતના સ્નેહાળ શબ્દોએ નીરુનો ગુસ્સો નસાડી મૂક્યો. એણે એની સામે જોયું. ચાર આંખો એક થતાં જ એનાથી હસાઇ જવાયું.



## ૧૦

આપદાદાના ગામને અને જાહોજલાલીભરી જમીનદારીની સુખ-સાહ્યબીને કાયમના છેલ્લા રામરામ કરીને વિમલાચરણબાબુને કલકત્તા ચાલ્યા આવ્યાને આજકાલ કરતાં લગભગ ચાર વર્ષના વ્હાણાં વહી ગયા છે. નવકિશોરબાબુ હરિશપુરમાં આવેલાં પોતાના આલિશાન અને વિશાળ મકાનમાં આટલાં વર્ષથી એકલા જ રહે છે. એમની સેવા સુશ્રુષા કરવાને-એમનો પડતો બોલ ઝીલવાને નોકર-ચાકરોનો કોઈ તોટો ન હતો, છતાં ય એ એકલા જ હતા. એક વખતનું એ ભર્યુંભાદર્યું ઘર તદ્દન ખાલીખમ્મ અને પોતે એકલા-અટૂલા હતા એમ એમને લાગ્યા વગર રહેતું ન હતું. એઓ હમેશાં વહેલી સવારમાં ઉઠીને શૌચ-સ્નાનાદિથી જલ્દી પરવારી લઈ નિયમિત દેવસેવા-પૂજાપાઠ આદિ કરતા હતા. એ પછી કચેરીના ઓરડામાં આવીને એ બેસતા હતા અને જમીનદારીનું કામકાજ સંભાળતા હતા વખતસર જમી કરીને શ્રીમદ્‌ભાગવતનું પુસ્તક હાથમાં લઈને એ પથારીમાં જઈ બેસતા હતા. શ્રીમદ્‌ભાગવત વાંચવાના એ અનેક યત્ન કરતા હતા છતાં ય એમનાથી એનો એક પણ પેરેગ્રાફ વાંચી શકાતો ન હતો. અંતઃકરણમાં છાઈ રહેલી ઉંડી ઉદાસીનતાને લીધે એમની બન્ને આંખો એકાએક મીચાઈ જતી હતી અને શ્રીમદ્‌ભાગવતનું પુસ્તક હાથમાંથી સરી જઈને નીચે પડી જતું હતું.

સાંજ પડતા બેઠકની બહારના ઓટલે જઈને એ બેસતા હતા. બગીચામાં એકાદ આંટો મારીને ફરી આવવાની આજકાલ એમને મુદ્દલ ઈચ્છા થતી ન હતી. પોતાના આલિશાન મકાનની ચોપાસ આવેલા ફળફૂલથી રસબસતા અને સુગંધીત પુષ્પોથી મઘમઘતા બાગમાં ફરવા જતા કે કલકલ રવે અસ્ખલિત પ્રવાહે વહેતી પુણ્યસલીલા ગંગાના કાંઠે જઈને બેસતા એમને ચારે દિશાઓ સુમસામ ભાસતી હતી. અતીત કાળના પ્રસંગોની યાદ તાજી થતી અને એમની આંખમાંથી એકદમ આંસુઓ વહેવા માંડતાં હતાં. વૃદ્ધ વયે છાતી ખોલીને રડતાં એ સંકોચાતા હતા. પચાસ વર્ષની વયે દુઃખથી વિહ્વળ બનવું એ કોઈના જાણવામાં આવે એ એમને ગમતું ન હતું.

× × ×

સાંજનો સમય હતો. નવકિશોરબાબુ પોતાના હમેશના નિયમ મુજબ બેઠકની બહારના ઓટલે આવીને બેઠા હતા. ત્યાં એક આધેડ ઉંમરનો આદમી એમને વિવેકથી પ્રણામ કરીને એમની પાસે જઈને બેઠો. એ આગંતુક ગામનો મોભાદાર માનવી અને જાતે કાયસ્થ હતો.

"અહોહો મથુરબાબુ! કેમ છો? કલકત્તાથી ક્યારે આવ્યા?" નવકિશોરબાબુએ એ આવનારના પ્રણામ સ્વીકારી આદર કરી આશીર્વાદ આપી પૂછ્યું.

"જી, ગઈ કાલે જ આવ્યો."

"આપ જે કામ માટે કલકત્તા ગયા હતા એ તો સિદ્ધ થયું ને? મુકર્દમાનું શું થયું?"

"આપના આશીર્વાદથી બધુંય કામ રંગેચંગે પાર પડ્યું છે." આટલું બોલીને મથુરબાબુએ કેવી અક્કલ હોંશિયારી વાપરીને પોતે મુકર્દમો જીત્યો એ વાત અત્યંત આડંબરપૂર્વક લાંબો વખત બેસીને કહી બતાવી. વચ્ચે વચ્ચે બન્ને જણાએ પ્રેમપૂર્વક ખૂબ તમાકુ ખાધી અને બીજી અનેક આડીઅવળી વાતચીત પણ કરી.

"હવે હું રજા લઈશ. ઘણી વાર થઈ ગઈ." મથુરબાબુએ જવાની ઈચ્છા વ્યક્ત કરી.

નવકિશોરબાબુનાં મનમાં ઘણીવારથી એક વિચાર ઘોળાઈ રહ્યો હતો—એક વાત પૂછવાને એ ખૂબ ઉત્સુક થઈ રહ્યા હતા પણ એકાએક પૂછવાની એ હિંમત કરી શકયા નહિ.

"છોકરાંના કંઈ ખબરઅંતર છે? બધા છે તો મજામાંને?" બહુ જ વિચાર કર્યા પછી એમણે અંતરમાં દાબી રાખેલી વાત બહાર ઠાલવી.

મથુરબાબુએ કંઇ ઉત્તર આપ્યો નહિ. નીચું માથું કરીને એ ચૂપચાપ બેસી જ રહ્યા.

"વહુના તો મને ખબર મળ્યા છે. બાકી બધા તો કુશળ છેને?" નવકિશોરબાબુએ ધ્રુજતા સાદે પોતાનો પ્રશ્ન પાછો ઉલટાવ્યો.

આ વખતે પણ મથુરબાબુએ માથું ઉંચુ કર્યું નહિ. એ જેમના તેમ નીચી નજર કરીને બેસી જ રહ્યા.

"કેમ કંઇ બોલતા નથી? બધાય મજામાં તો છે ને?" નવકિશોરબાબુએ કંઇક વ્યાકુળ ને વ્યગ્ર ચિત્તે મથુરબાબુના બંને હાથ પકડી લઇને આતુર અવાજે પૂછ્યું.

"આમ આકળા શા માટે થાવ છો નવબાબુ? બધાય ખુશી મજામાં છે" મથુરબાબુએ નવકિશોરબાબુની અંતરની વ્યથા પારખી લઈ આશ્વાસનના શબ્દો ઉચ્ચાર્યા.

"એમ ટુંકી ને ટચ ગોળગોળ વાત ન કરો. જે કંઈ જાણતા હો તે વિસ્તારીને મને કહો. તમારાં મોઢાના ભાવ ઉપરથી તમે મારાથી કંઇક છુપાવવા ઇચ્છો છો એમ મને લાગે છે." નવકિશોરબાબુએ નિસાસો નાખી હૃદયની શંકા રજુ કરતા પૂછ્યું.

"વિમલબાબુએ નીરુના લગ્ન લીધાં છે." મથુરબાબુએ આગ્રહને વશ થઈ એ આઘાતજનક વાત પરથી પડદો ઉંચકયો.

"નીરુનાં લગ્ન! આ તમે શું બોલો છો મથુરબાબુ? કઇ નીરુ! કોની નીરુ?" એ આટલું બોલતાં ગાંડાઘેલા બની હાંફી ગયા.

"તમારી પૌત્રી—તમારા પુત્ર વિમલબાબુની પુત્રી—નીરંજના..."

મથુરબાબુની આ ચોખવટે નવકિશોરબાબુનાં દીલ પર વજ્રાઘાતની અસર કરી. એમણે એકાએક બન્ને હાથે પોતાનું મોઢું ઢાંકી દીધું. આંખે તમ્મર આવવાથી એ બેઠા હતા ત્યાં—ઓટલા પર જ ઢળી પડ્યા. નોકર-ચાકરો ખબર પડતા ત્યાં તત્કાળ દોડી આવ્યા અને કાળજીપૂર્વક એમની સેવાસુશ્રુષા કરવા લાગ્યા. કોઇ એમનાં માથા પર પાણી છાંટવા લાગ્યું તો કોઇ પંખો લઈને આસ્તે આસ્તે પવન નાખવા લાગ્યું. મથુરબાબુ આ બદલાઈ ગયેલા વાતાવરણથી ખૂબજ ડઘાઈ ગયા. એમને શું કરવું ને શું ન કરવું એ કંઇ સૂઝયું નહિ. એતો ગભરાઈને ઓટલા પર એમને એમ બેસી રહી આ બધો બનાવ વિસ્ફારિત નયને નીહાળી જ રહ્યા!

"નીરૂ, મારી વહાલી દીકરી, આ શું?" નવકિશોરબાબુ જરા હુંશિયારીમાં આવતા આંખ મીંચેલી રાખીને મોટેથી બબડવા લાગ્યા.

મથુરબાબુએ એમને શાન્તવન આપવા બહુ બહુ યત્નો કર્યા, ચૂપચાપ સુઈ રહેવાને કરગરીને આજીજીઓ કરી, પણ નવકિશોરબાબુ શાંત થયા નહિ. એ તો ગાંડાની જેમ ગમે એમ લવવા લાગ્યા.

"હું ચૂપ રહું? કેવી રીતે ચૂપ રહું?" એકદમ બેઠા થઈ જઇને મથુરબાબુની સામે ફાટી આંખે જોઇ એ મોટેથી બોલી ઉઠ્યા: "મારી વ્હાલસોઈ દીકરીને એ કુલાંગાર બળજબરીથી ફરી પરણાવે છે, પણ હું જીવું છું ત્યાં સુધી તો હરગીજ એમ નહિ થવા દઉં. નીરૂ મારી કહ્યાગરી ડાહી ને સમજુ દીકરી છે. હું એને અહીંયા લાવીને મારી છાતી પર રાખીશ, પણ એના એક ભવમાં બે ભવ તો કોઈ કાળે નહિ થવા દઈશ. જાવ, કોઈ જલ્દી મારી ગાડી બોલાવી મંગાવો. હું અત્યારે—આ પળેજ કલકત્તા ઉપડી જવા માગું છું."

નોકરોએ દોડીને જમીનદારીની ગાડી તૈયાર કરાવી. ગાડી આવી અને નવકિશોરબાબુ કલકત્તા જતી ટ્રેઈન પકડવાને જલ્દીથી સ્ટેશને જવા વિદાય થયા. આંખ મીંચીને ઉઘાડીએ એમ આ બધું વિજળીને વેગે બની ગયું. ઇશ્વરની અગમ્ય લીલા તે આનુંજ નામ!

* * *

વિમલાચરણબાબુ સાંજના સમયે મકાનના ચોક બહાર ફુટ-પાથરી ઉપર ખુરશી નાખીને કોઇ ગહન વિચાર કરતા બેઠા હતા. ત્યાં એકાએક "વિમલાચરણ' શબ્દ એમના કાને અથડાયો. પોતાને કોણ બોલાવે છે એ જોવાને એમણે ચમકીને જોયું તો પોતાની નજર સમક્ષ પોતાના પૂજ્ય પિતા—નવકિશોરબાબુને ઉન્મત્ત અવસ્થામાં ઉભેલા જોયા.

"કોણ? બાપુજી!" વિસ્મિત થઈને ઉભા થતા વિમલાચરણનાં મોંમાંથી એકાએક આશ્ચર્યોદ્ગાર નિકળી પડ્યા. પિતાના પગમાં પડી ચરણરજ લેવા એ નીચે નમ્યો.

"ખબરદાર, મને અડ્યો તો! એટલેજ રહેજે. હવે હું તારો પિતા રહ્યો નથી, રહેવા માંગતો પણ નથી." નવકિશોરબાબુએ પાછા ખસી જઈ કાન પર બેઉ હાથ મુકી મોટે સાદે કહ્યું: "કુલાંગાર, મારે કાને તારી રીતભાતના શા શા સમાચારો સંભળાયા છે એનું તને કંઇ ભાન છે?"

પિતાને ઉન્મત્ત અવસ્થામાં જોઈને વિમલાચરણ બહુજ દુ:ખી થયો. સાથે એમની ગ્લાનિ અને મનોવ્યથાને વ્યક્ત કરતી લાલચોળ આંખ જોઈને ઘડીભર ગભરાઈ ગયો-ડરી ગયો.

"હું કપુત! કુલાંગાર!" જરા શ્વાસ ખાઈને કંઈક હિંમત કરીને વિમલાચરણ બોલ્યો.

"કુલાંગાર નહિ તો બીજું શું? સુપુત્ર હોય એ વિધવા પુત્રીના પુનર્લગ્ન કરવાને તૈયાર થાય ખરો કે? મારી ઇકોતેર પેઢીને નર્કમાં નાખવાને તૈયાર થયેલો તું મારા કુળમાં કપુત પાકયો છે."

પિતાના કઠોર શબ્દોથી વિમલાચરણનું અંતઃકરણ વિંધાઈ ગયું. ક્ષણભરને માટે પિતાપુત્રના દરજ્જાનો ખ્યાલ પડતો મૂકી એણે ક્રોધથી લાલચોળ બની એટલા જ જુસ્સાથી સામો જવાબ વાળ્યો. "દુધમલ દાંતવાળી એક બેસમજ અબુધ બાળકીનાં લગ્ન કરી નાખીને એનાં સમગ્ર જીવનનું સત્યાનાશ વાળનાર તો તમે છો; અને મને કઈ જીભે કુલાંગાર કહો છો? લગ્ન કે વિવાહની વાતમાં જે બાપડી જરાય જાણતી કે સમજતી નથી એવી એક અજ્ઞાન બાળકીને આજીવન વૈધવ્યની

આગમાં બાળીને ભસ્મ કરી નાખવી એ શું એક કુલીન કુળદીપકનું કર્તવ્ય છે? બાપનું કર્તવ્ય સંતાનને સુખી કરવાનું છે, તેનું સત્યાનાશ વાળવાનું નહિ."

"વિધિના લેખને કોઇ ટાળી શકતું નથી, વિમલ. શું વિધવા દીકરીને પુનર્લગ્ન કરાવ્યા સિવાય સુખી કરવાનો બીજો કોઈ રસ્તો નથી? એને સન્માર્ગે ચઢાવવી, એની પાસે દાન-પૂણ્ય કરાવવું, ધર્મ-ધ્યાનમાં આસ્થા રાખતાં શીખવવું, દુ:ખીઓના દુઃખ-દારિદ્રય દૂર કરવામાં, અનાથોને આશ્રય અને ઉત્તેજન આપવામાં તથા નિરાધારોને આધારભૂત બનવામાં એનાં જીવન-વ્હેણને વાળવાથી એ સુખી ન થઈ શકે? એક શિક્ષિત ને સંસ્કારી બાપ થઇને દીકરીને સદ્ધર્મ અને સદાચારને માર્ગે વાળતા તને આવડયું જ નથી."

પિતાના આ શબ્દો વિમલાચરણને કારી ઘા જેવા લાગ્યા. એણે એનાં મર્મસ્થાનને વિંધી નાખ્યું. એ અત્યંત વ્યાકુળ બની મગજનો કાબુ ગુમાવી બેસી જુસ્સાભેર બોલી ઉઠ્યો: "ધર્મ અને નીતિના સાથા નીચે છૂપાઇને ફેંકાતા એ બધા સાધુતાના શબ્દ-બાણોની મને જરુર નથી. હું નીરૂનો સગો બાપ છું અને એનું બગડેલું ભાવિ કેમ સુધરે એ સંપૂર્ણપણે ધ્યાનમાં રાખીને જ મેં મારી અક્કલ બુદ્ધિ પ્રમાણે એને શિક્ષણ આપ્યું છે, એટલે એ બાબતમાં આપને માથું મારવું નકામું છે. જાઓ, તમે તમારી મરજી મુજબ કરો. ઈન્સાફની અદાલત તમારે માટે ખુલ્લી છે; પણ એ ન ભૂલતા કે નીરંજના એ મારી દીકરી છે, તમારી નહિ." આટલું બોલતા બોલતા વિમલાચરણ આવેશભેર ઉભો થઈ ગયો. ફુટપાયરી પરથી ચોકમાં આવી એણે જોરથી ફાટકનું બારણું બંધ કરી દીધું.

"નીરૂ, બેટા નીરૂ, તું કયાં છે? મને મોઢુંય નહિ બતાવે મારી દીકરી?" મર્માહત નવકિશોરબાબુ ગાંડા માણસની માફક બહારથી મોટી મોટી બૂમો મારીને બોલવા લાગ્યા.

પણુ વૃદ્ધ આત્માનો એ ઘોઘરો ને દર્દભર્યો અવાજ એ આલિશાન મકાનની દીવાલો વિંધીને ઠેઠ અંદરના ભાગમાં બેઠેલી નીરંજનાના કાન સુધી પહોંચી શકયો નહિ.

"નીરૂએ સ્વેચ્છાપૂર્વક લગ્ન કરવાની હા પાડી છે, પિતાજી. માટે મારૂં કહ્યું માની હજુ પણુ મમતને બાજુએ મુકી બને તો આપની શુભાશિષ આપી એનું ભાવિ જીવન સુખી કરી ભૂતકાળની ભૂલ સુધારવા પ્રયત્ન કરો." વિમલે ફરી એક વાર વયોવૃદ્ધ પિતાને સમજાવી–મનાવી લેવા ધીમે પગલે એમની છેક નજીક આવીને ધીરા સાદે કહ્યું.

"નીરૂએ હા પાડી છે? પોતાનાં પુનર્લગ્નમાં એની પૂરતી સંમતિ છે? ના, ના, એ વાત હું કોઈ કાળે માની શકું એમ નથી. અરે એને તો એ મુદ્દલ ખબર નહિ હોય કે પોતે વિધવા છે! પોતાનાં લગ્ન નહિ પણુ આ પુનર્લગ્ન થઈ રહ્યા છે!" વૃદ્ધના આત્માએ કાળો કકળાટ કરી મૂકયો.

"એને બધી ય ખબર છે. બાળપણુની બધી ય વાતથી એને તથા એનો હાથ ગ્રહણુ કરવા આવનારને–બંનેને માહિતગાર કરવામાં આવ્યા છે." વિમલબાબુએ ગંભીર બનીને પિતાને કાને આ વાકયો નાખ્યા.

એ પછી એક પણુ અક્ષર બોલ્યા વગર નવકિશોરબાબુ ત્યાંથી ચાલતા થઈ ગયા. વિમલાચરણે પણુ ક્રોધાવેશમાં એ કયાં જાય છે એ જાણુવાની કંઇ જ દરકાર કરી નહિ.

સગા પિતાની સાથે ઝઘડ્યા પછી હૃદયમાં મહા અશાંતિ અનુભવતો વિમલાચરણુ ઉપરના ખંડમાં ગયો. એનાં અંતઃકરણુમાં અનેક વિચારો આવવા લાગ્યા. બહારથી રૌદ્ર સ્વરૂપ દેખાતા વિમલબાબુનું હૃદય અંદરથી પોચું ને કંઇકાંશે ડરપોક હતું.

"હવે શું થશે? એ કયાં ચાલ્યા ગયા હશે? પ્રભુ! મારી નીરંજનાનું પરિણીત જીવન તું સુખી કરજે. જો આ લગ્ન જોડી આપવામાં મારાથી એવી કંઈ ભૂલ થઈ હોય તો એનાં ફળ ભોગવવાથી એને વંચીત રાખજે."

ઉપર આવી ઓરડાની બહાર ઉભા રહીને અંદર નજર નાખી જોયું તો દિવાબત્તીના ઝળહળાટ પ્રકાશમાં બેસીને નીરંજના પોતાના લુગડાલત્તા ઠીકઠાક કરી રહી હતી. પિતાને એકાએક આવેલા જોઈ એ સહસા વિસ્મય પામી દોડતી દોડતી પિતાની પાસે ગેલેરીમાં આવી ઉભી રહી. પુત્રીનું શરમના શેરડા પડેલું મોઢું જોઈને વિમલાચરણ ઘડી પહેલાંની એ દુઃખદ્ ઘટના ભૂલી ગયો. આવતી કાલે દીકરીના વિવાહનું મંગલ-મૂહૂર્ત હતું એ આનંદોત્સનું ચિત્ર એની આંખો સામે ખડું થઈ ગયું.

× × × ×

નીરૂનાં લગ્ન દિનની એ કાલ આજ આવી ! સારૂં યે ઘર ધામ-ધુમથી ગાજી ઉઠયું. સારૂંયે મકાન ભવ્ય ને રંગબેરંગી રોશનીથી ઝળહળી રહ્યું. આશોપાલવના તોરણો અને સુગંધીત પુષ્પોની માળાઓ ઠેરઠેર લટકી રહી હતી. સમય થતાં અનેક આમંત્રિત પરોણાઓ-સંભાવીત વકીલ બેરીસ્ટરો, શ્રીમંત શેઠીઆઓ અને દોસ્ત બિરાદરો આવી પહોંચ્યા. મંગળ ગીતો ગવાવાં લાગ્યાં. આચાર્યે મોહિતકુમાર સાથે બ્રાહ્મવિદ્યા અનુસાર નીરંજનાની લગ્નક્રિયા પૂર્ણ કરી. અંગીકાર મંત્રો નીરંજના બહુ જ અસ્પષ્ટ ભાવે બોલી હતી. કોણ જાણે કેમ એ વેળા એનાં મનમાં એક અગમ્ય ભીતિનો સંચાર થયો હતો. કન્યાદાન આપતી વખતે પોતાની જીવનસખી-ગિરિબાલા યાદ આવતાં વિમલબાબુની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. નીરંજનાને પણ રડવું આવી ગયું. વિમલબાબુએ એને પડખામાં લઈ શાંત કરી. ધીરે ધીરે શાંત થઈ નીરંજનાએ એકવાર મોહિતબાબુનાં મોં સામે જોયું. મોહિતનું પ્રફુલ્લ હસતું મોં અને એની અનુરાગ તથા સ્નેહપૂર્ણ આંખો જોઇ નીરંજનાનાં અંતકરણમાં સ્ફૂરેલો એ અજ્ઞાત ભય દૂર થઈ ગયો.

× × × ×

નવકિશોરબાબુ સ્ટેશને આવી હરિશપુર જતી ટ્રેઇનમાં બેઠા. ટ્રેઇનમાં બેસતી વખતે એમણે જોયું કે એક બીજો ગૃહસ્થ પણ કયાંક જવાને એ જ ડબ્બામાં ચડયો હતો.

"આપ કોની વાત કરો છો?" નવકિશોરબાબુએ એ વાતનો પૂરેપૂરો મર્મ જાણવા પ્રશ્ન કર્યો.

"બીજા કોની વાત કરૂં ભાઈ? મારા પોતાના જ પુત્રની હું વાત કરૂં છું." નંદલાલબાબુ ઉંડો નિસાસો નાખી બોલ્યા. "શું કહું ભાઈ? કેટલીયે મહેનતે મેં એને ભણાવી-ગણાવીને એલ. એલ. બી. બનાવ્યો. લોકો પણ કહેવા લાગ્યા કે એના જેવો બીજો કોઈ સારો છોકરો ક્યાંય જોયો નથી. પણ આખરે એણે મારી જીંદગીને ધૂળમાં રગદોળી છે. એણે મારી ઈચ્છા વિરૂદ્ધ જઈ પુનર્વિવાહ-વિધવા વિવાહ કર્યા છે. હે હરિ! હે દીનબંધુ! આ માયાવી જગતમાં તું જ એક સત્ય છે, બાકી બધુંય મિથ્યા છે."

"કોની દીકરી સાથે એણે પુનર્વિવાહ કર્યા?" નવકિશોરબાબુએ કંઈક ટટાર થઈ શંકીત હૃદયે સવાલ કર્યો.

"એ પણ એક મહા કુલાંગાર છે. પેલા વિમલાચરણ ગંગોપાધ્યાય વકીલની દીકરી સાથે. કહે છે કે વિમલાચરણનો બાપ તો પરમ ભગવતી અને ધર્માત્મા છે." નંદલાલબાબુએ અંતરની વરાળ સખ્ત શબ્દોમાં ઠાલવવા માંડી.

"હોય, ભાઈ! કુદરત પર વિશ્વાસ રાખો. એનું ગેબી પલ્લું કોઈનોય ઇન્સાફ તોળવો નહિ ચૂકે." નવકિશોરબાબુએ એટલું કહી નિશ્વાસ નાખ્યો.

"કુદરતની સોટી એને શિક્ષા કરવાની હોય ત્યારે કરશે, બાકી મેં તો આજથી જ મારો નિશ્ચય કરી નાખ્યો છે."

"કઈ બાબતમાં?"

"જેમ એણે મને દુઃખ આપવામાં-ખૂબ જ દુભવવામાં જરાયે મણા રાખી નથી; તેમ હું પણ એને દુઃખી કરવામાં જરા યે કચાશ રાખીશ નહિ." નંદલાલબાબુ ઉશ્કેરાઈ જઈને બોલ્યા. "મારી પુંજીમાંથી હું એ નાલાયક કપુતને એક ફૂટી બદામ પણ આપીશ નહિ. મારી બધી યે માલમીલકત મારા નાના દીકરાને જ આપી જઈશ.

મારી ઇચ્છાને ઠોકરે મારનારનું બરાબર વેર વાળતા મને આવડે છે. એક પાઇ પાઈ વગરનો મહોતાજ એને હું ન બનાવું તો મારું નામ નંદલાલ નહિ. કીરતારને તેમજ એની કુદરતને મારા એ ઉદ્ધત દીકરાનો ન્યાય તોળવાની તકલીફ નહિ લેવી પડે."

નવકિશોરબાબુએ એના આ લવારા–બકારાનો કોઇ ઉત્તર ન આપ્યો, છતાંય એણે વલોવાતાં અંતરના વેધક ઉછાળા બહાર ઠાલવવા ચાલુ રાખ્યા. "બાપ તરીકેની માયા–મમતાથી દોરવાઇ જાઉં એવી કોઇ લાગણી હવે આ દીલમાં નથી રહી. મેં એને ઘણો સમજાવ્યો કે વિધવા વિવાહ આપણાથી ન કરાય, પણ એ આજકાલના અંગ્રેજી ભણેલાગણેલા, સુધારક વિચારના ને વંઠી ગએલા દીકરાનાં મગજમાંથી લગ્ન પહેલાનાં મિલન, આકર્ષણ અને વશીકરણનો એ ધુમાડો ન જ નીકળ્યો. એણે એનું મનગમતું કર્યું, એટલે હવે આજથી એ મારો પુત્ર નથી અને હું એનો બાપ નથી."

એક શ્વાસે નંદલાલબાબુનાં મોઢામાંથી નીકળેલા આ ક્રોધભર્યા ઉદ્દગારો સાંભળી નવકિશોરબાબુએ કેવળ નિસાસો નાખ્યો.

"એ કુલાંગારને મને ફરીથી જિંદગીમાં મોઢું બતાવવાની મેં સાફ ના પાડી દીધી છે. સાંભળ્યું છે કે આજે રાત્રે જ એ વિવાહ થવાના છે." નંદલાલબાબુની કાતર જેવી જબાન હજુ ચાલુજ રહી હતી.

પરંતુ આટઆટલા ભાષણની રતીભર પણ અસર નવકિશોરબાબુ પર ન થઈ. એ તો જેમના તેમ નિરુત્તર બની પત્થરની પ્રતિમા જેમ પોતાને સ્થાને બેસી જ રહ્યા.

એટલે પછી હારી–થાકીને નંદલાલબાબુ શાંત થઈ ગયા.



૧૧

નીરુ અને મોહિતનાં લગ્ન થયાંને આજ લગભગ ત્રણ વર્ષ વીતી ગયા હતા. મોહિત અલિપુરની જીલ્લા કોર્ટમાં વકીલાત કરતો હતો. વકીલાતના વ્યવસાયમાં એ ઠીક ઠીક જામી ગયો હતો. એક બાહોશ, પ્રમાણિક અને કાયદાબાજ વકીલ તરીકે એની નામના સર્વત્ર ખૂબ ખૂબ ફેલાઈ હતી. આમ છતાં ય એ દુનિયાદારીની દ્રષ્ટિએ સુદક્ષ-વ્યવહાર કુશળ ન હતો, એ પણ ચોક્કસ હતું; કારણ કે એની અને અન્ય વકીલોની વિચારસરણીમાં આસમાન-જમીન જેવડો મહાન તફાવત હતો. અન્ય વકીલો ગરીબ-તવંગર વચ્ચે જરાયે ભેદભાવ રાખ્યા સિવાય બધાય અસીલોને એક સરખા જ ગણતા હતા અને એમના મુકર્દમા હારવા-જીતવા જેવા છે કે નહિ એ જાણવા-વિચારની હંમેશા બેપરવાઈ રાખતા હતા. ફક્ત અસીલો પાસેથી કોઈપણ રીતે-પૈસા ઓકાવીને ધનસંચય કરવાના એક જ ઉદ્દેશની સિદ્ધિમાં એ રચ્યાપચ્યા રહેતા હતા, જ્યારે વકીલ તરીકેની મોહિતની રીતભાત એ સર્વથી સાવ જુદા જ પ્રકારની હતી. એ બધાયની પાસેથી પૈસા લેતો ન હતો. પોતાના કેસ સાચા અને મજબૂત સાક્ષી-પુરાવાવાળા હોવા છતાં ય કેવળ પૈસા હોવાના કારણે જ કોર્ટમાંથી નિકળી જવાના-હારી જવાના ભયથી લાચાર બનેલાં અનેક ગરીબ લોકો મોહિતબાબુ પાસે જતા હતા અને પોતાના વકીલ તરીકે કોર્ટમાં ઉભા રહેવાને

પોતાની વિષમ આર્થિક પરિસ્થિતિ દર્શાવીને વિનંતિ કરતા હતા. એ લાચાર, નિરાધાર અને નિર્ધન માનવીઓને જોઇ એ દયાદ્ર બનતો અને કંઇપણ વકીલાત ફી લીધા કે ઠરાવ્યા સિવાય એમનાં વકીલાત-નામા લઇને કોર્ટમાં કેસ ચલાવતો અને એમને જીતાડી દેતો હતો. આમ હોવાથી વકીલ તરીકે એણે જેટલી વિખ્યાતી મેળવી હતી એટલી લક્ષ્મી મેળવી ન હતી.

સામાન્ય આર્થિક સ્થિતિવાળા પણ સ્નેહભર્યા ને સ્વર્ગીય સંસારથી નીરંજના પણ સુખી ને સંતોષી હતી. એ તો નાનપણથી જ પારકાના દુઃખે દુઃખી થવાનું શીખી હતી. દીન—હીન માનવીઓની મુશ્કેલીઓ દૂર કરવા જતાં પોતાના પતિ પુરતા પ્રમાણમાં પૈસા પ્રાપ્ત કરી શકતા ન હતા એ એની જાણબહાર ન હતું. એ અંતરમાં હમેશાં એટલા માટે પ્રફુલ્લ અને ગર્વિષ્ઠ રહેતી હતી કે પોતાના પતિ જેવો પતિ ભાગ્યે જ કોઈ ભાગ્યવાન પત્નીને હશે! પતિના ખોળામાં માથું મુકીને સુતા સુતા જ્યારે એ સ્વામીની દિનચર્યાનો સવિસ્તર અહેવાલ સાંભળતી હતી અને સ્વામીને પોતાની દીન—હીન જનોના દુઃખનિવાર-ણની વાત કહેતા કહેતા કરૂણાદ્ર બની જતા જોતી હતી ત્યારે નીરંજના સ્વર્ગીય સુખ અનુભવતી અનુભવતી આત્માવિસ્મૃત બની જતી હતી.

નીરંજનાનાં લગ્નના કેટલાક મહિના પહેલાં જ વિષમ જ્વરમાં પટકાઈ પડી એની માતા ગિરિબાલાદેવી સ્વર્ગે સંચરી હતી. પિએરમાં એને પોતાની કહીને બોલાવનાર એના પિતા વિમલાચરણ-બાબુ પણ છેલ્લા દોઢ વર્ષ થયા મૃત્યુ પામ્યા હતા. નીરંજનાનાં લગ્ન થઈ ગયા પછી વિમલાચરણબાબુએ સુરેન્દ્રને અધિક અભ્યાસ કરવા માટે ઇંગ્લાંડ મોકલી આપ્યો હતો, જ્યાં એ સિવિલ સર્વિસની પરીક્ષા આપવાની તૈયારી કરતો હતો. વિમલાચરણે મૃત્યુને બીછાનેથી પુત્રને શુભ આશીર્વાદ આપતો એક પત્ર લખ્યો હતો. દીકરી અને જમાઈને આશીર્વાદ આપીને એમણે આલોકનો ત્યાગ કરીને પરલોકવાસ સેવ્યો હતો. વિમલાચરણબાબુ પચાસ હજાર રૂપિયાની રોકડ રકમ અને

સ્થાવર મિલકતમાં એક આલીશાન મકાન પોતાની પાછળ મુકી ગયા હતા. એ રકમનું વ્યાજ અને મકાનનું ભાડુ સુરેન્દ્રને લંડનમાં નિયમિત મળ્યા કરે એવો પાકો બંદોબસ્ત એ મરતા અગાઉ જાતે જ કરી ગયા હતા. પિતાનાં મૃત્યુ–સમાચારનો પત્ર વાંચી સુરેન્દ્રે મોહિત અને નીરંજનાને પિતાના સાજા–માંદાના સમાચાર અગાઉથી ન આપવા માટે સખ્ત ઠપકો આપતો એક કાગળ લખ્યો હતો. મોહિતે પણ સાન્તવના આપતો એક વિસ્તૃત પ્રત્યુત્તર એને લખ્યો હતો.

છેલ્લા એક વર્ષથી નીરૂ ને મોહિત એક સંતાનના–કન્યાના માતાપિતા બનવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી શકયા હતા. એમણે એ કન્યાનું નામ લીલા રાખ્યું હતું. નાની લીલા માટે પતિ–પત્ની વચ્ચે ઘણી યે વાર અનેક ચર્ચા–વિવાદ પણ થતા હતા.

"લીલા દેખાવમાં તો તમારા જેવી જ લાગે છે." નીરંજના કહેતી.

"બસ, રહેવા દે તારૂં સૌન્દર્યજ્ઞાન તારી પાસે!" મોહિત મહા આનંદમાં આવી જઈ ને સામો ઉત્તર વાળતો. "જરા ઈશ્વરને ઓળખીને તો સાચું બોલ! લીલા મારા જેવી દેખાય છે કે તારા જેવી! મને તો એ સાક્ષાત્ તારી પ્રતિમૂર્તિ જ લાગે છે."

ધીમે ધીમે આ ચર્ચા–વિવાદ ગંભીર રૂપ ધારણ કરતો ત્યારે નાની લીલા ભારે મુશ્કેલીમાં આવી પડતી હતી. એ વેળા એ માતા પિતાની વચ્ચે ઉભી રહીને બન્નેના માથા પર હાથ મુકી ખિલખિલાટ હસી પડતી. માતા પિતા હર્ષઘેલા બની એને ચૂમીઓથી નવાજવા લાગતા અને એ ગંભીર ચર્ચા–વિવાદનો વિષય હાસ્ય–વિનોદમાં ફેરવાઈ જતો હતો.

× × ×

સાંજનો સમય હતો. શ્રમીત મોહિત કોર્ટમાંથી આવી કપડા બદલી ખુરસી પર બેઠો. નીરૂ નજીક જઈ પતિને પંખો નાખવા લાગી.

"લીલા કયાં ગઈ?"

"કામ કરનારી બાઈ એને બહાર ફરવા લઈ ગઈ છે."

"મારા કોટના ખીસ્સામાં એક છાપું છે એ લાવ તો. તને એક નવી ખબર વાંચી સંભળાવું." મોહિત જરા હસીને બોલ્યો.

"છાપું પછી વાંચીશું. પહેલાં થોડોક નાસ્તોપાણી કરી લ્યો."

"આજે નાસ્તો કરવાની ઈચ્છા જ નથી માટે છાપું લાવ."

સ્વામીનું કહેવું સાંભળ્યુ–ન સાંભળ્યુ કરી નિરંજના ઝટપટ રસોડામાં જઇ એક રકાબીમાં થોડોક નાસ્તો લઈ આવી.

"નવી ખબર વાંચીને શું ભૂખ–તરસ પણ ઉડી જાય છે કે? લ્યો, પહેલાં થોડુંક ખાઈ લો. ગમે એવી ખબર વાંચવાથી પણ કંઇ ભૂખ્યા પેટ ભરાઈ ગયેલાં સાંભળ્યા નથી." પ્રેમાળ પત્નીએ વકીલ પતિને હસતા હસતા ટકોર કરી.

"કોણ જાણે મને હંમેશાં એવો ભય રહ્યા કરે છે કે તને હું દુભવ્યા જ કરૂં છું." મોહિત હસતો હસતો બોલવા લાગ્યો. "જોને આજે આ છાપું કોણ જાણે કોણે મારા ગજવામાં મુકી દીધું એની મને ખબર જ ન રહી. મેં વાંચ્યું અને તને વંચાવવાનો મેં વિચાર કર્યો પણ એક ભયનો મનમાં સંચાર થતાં હું કંપી ગયો. સાચું કહેજે કે તને આ છાપાઓમાં છપાતી વાત સાંભળતા હૃદયમાં ભય નથી વ્યાપતો?"

"કાગળ કે છાપાના સમાચાર વાંચવાનું જ્યારે જ્યારે તમે મને કહો છો ત્યારે મને કંઈક અમંગળ બન્યાના સમાચાર હોવાની બીતી લાગ્યા કરે છે. તમારૂં ધારવું તદ્દન સાચું છે. આમ થતું હોવાથી જ તમને હું પહેલા થોડુંક ખાઈ લેવાનો આગ્રહ કરૂં છું."

પત્નીના અતિશય આગ્રહને વશ થઈ મોહિતે તેનું મન રાખવા નાસ્તો કર્યો. ત્યારબાદ નીરંજનાએ એના કોટના ખીસ્સામાંથી પેલું અંગ્રેજી છાપું લાવીને એના હાથમાં આપ્યું.

"હવે સંભળાવો જોઉં શી ખબર છે? હવે મારાથી નિશ્ચિંત મને સાંભળી શકાશે."

"તું જ વાંચને!"

"ના, હું નહિ વાંચું. તમારી ઇચ્છા હોય તો તમે જ વાંચી સંભળાવો." કહી નીરૂ લીલાનું ઝભલું લઈ એની સામે શીવવા બેઠી.

છાપું વાંચવાને નીરંજના નાખુશ છે એ જોઈ મોહિતે પોતે જ મોટથી વાંચવા માંડયું :

"હરિશપુરના જમીનદાર નવકિશોરબાબુનું નામ એક આદર્શ હિન્દુ શ્રીમંત તરીકે સર્વને જાણીતું છે. અત્યાર સુધીમાં એમણે નવ નવા દેવમંદિરો બાંધવાને પોતાની વિસ્તૃત જાગીર ધર્માદામાં આપી દીધા ઉપરાંત બીજા લાખો રૂપિયાનું દાન કર્યું છે. ઠેરઠેર એમણે સાધુ સંતો અને અભ્યાગતો માટે સદાવ્રતો બાંધ્યા છે. હરિશપુરમાં એક પાઠશાળા સ્થાપી છે. નિર્જળ સ્થળોએ મોટા જળાશયો બંધાવ્યા છે. આ પ્રમાણે એ હમેશાં દીન-હીન અને કંગાલોને અર્થ, અન્ન અને વસ્ત્રાદિનું દાન આપવામાં પોતાની સંપત્તિનો સદ્ઉપયોગ કરી રહ્યા છે. નવકિશોરબાબુ ખરેખર હિન્દુઓના અને ખુદ હિન્દુ ધર્મના એક અચળ અને અટલ સ્તંભ સમા છે. હિન્દુઓના એ એક આદરણીય આદર્શ સ્વરૂપ છે."

મોહિતે આ ખબર વાંચીને છાપું ટેબલ પર મૂકી દીધું નીરંજના જેમની તેમ ચૂપ બેસી રહી.

"કેમ કંઈ બોલતી નથી? આ ખબરનો તું શો અર્થ કરે છે?" મોહિતે પૂછ્યું.

"આ ઉપરથી મને તો એમ લાગે છે કે દાદા સુરેન્દ્ર ભૈયાને પણ કંઈ આપશે નહિ. એને પણ પોતાની જમીન જાગીરના વારસામાંથી બાકાત કર્યો લાગે છે."

"એ તો એમણે કયારનું ય કર્યું છે. તારા પિતાજીએ પોતાનાં મૃત્યુ પહેલાં 'મારો કાંઈ અપરાધ થયો હોય તો માફ કરશો' એવી વિનંતિ કરતા બે ત્રણ પત્રો એમને લખ્યા હતા. જવાબમાં એમણે સાફ સાફ શબ્દોમાં જણાવી દીધું હતું કે, 'તું, તારો દિકરો ને તારી દિકરી એ બધા ય મારાં મનથી મરી ગયેલા છો. મારે અને તમારે હવે કંઈ લેવાદેવા નથી. મારી જર-જમીન પર પણ તમારો કોઈનો હક્ક-દાવો નથી રહ્યો. મેં એ બાબત પાકો બંદોબસ્ત કરી દીધો છે.' એમના આ ઉત્તરથી એજ વખતે સમજાઈ ગયું હતું કે એમનો ક્રોધ કોઈ રીતે શાંત થઈ શકે તેમ નથી."

"બધાયના દુઃખનું મૂળ હું જ અભાગીની છું."

નીરંજનાએ ઓછું આવતાં ઉંડો નિસાસો નાખી છવાયેલી નિરવતાનો ભંગ કર્યો. એટલે મોહિતે વળી પાછું છાપું હાથમાં લીધું.

"જો સાંભળ, વળી બીજી ખબર પણ સાંભળવા જેવી છે. "જાણીતા જમીનદાર નંદલાલ બંદોપાધ્યાય પોતાની સમગ્ર જમીનદારી પોતાના નાના પુત્ર સતીશચંદ્રને નામે વીલ કરીને સુપ્રત કરી પોતે કાશીવાસ કરવાને આજ વિદાય થાય છે."

નીરંજના નીચું માથું રાખીને ચૂપચાપ બેસી રહી.

"નિરુ, સાંભળ્યું? કેમ કંઈ બોલતી નથી?" નીરંજનાને ઘણી વાર સુધી નીચું માથું રાખીને બેસી રહેલી જોઈ મોહિત બોલ્યો.

પણ એની તરફથી કોઈ ઉત્તર મળ્યો નહિ એટલે મોહિત ઉભો થઈને એની છેક નજીક ગયો. એણે સપ્રેમ એનું મોં પકડી ઉંચું કરીને જોયું તો નીરંજનાની આંખો આંસુથી છલકાઈ રહી હતી.

"અરે તું તો રડે છે!" મોહિત નીરંજનાની આંખો લૂછતો લૂછતો લાગણીભર્યા સાદે બોલ્યો: આવી વાતમાં તારે મુદ્દલ ઓછું આણવાની જરુર નથી. હોય! એમાં શું થઈ ગયું?"

"તમારે પણ મારે જ માટે બધું સહન કરવું પડયું છે." નીરંજનાએ હૈયું ભરાઈ આવતાં ડુસકે ડુસકે રડતાં આટલું બોલી પતિને ખભે પોતાનું માથું મુકી દીધું.

"પણ તેં ય કયાં ઓછું સહન કર્યું?" નીરંજનાનું મોઢું ઉંચું કરી પ્રેમપૂર્વક ચુમી લઈ મોહિત બોલ્યો: "તારા દાદા પણ તારા પર જોને કેટલા ગુસ્સે થયા છે? હું તારે માટે અને તું મારે માટે–અન્યોન્ય સહન કરીએ છીએ, નીરુ!"

મોહિતના આવા અંતરના ઉર્મિભર્યા આશ્વાસનના શબ્દોથી પણ નીરંજનાનું મન એકદમ શાંત થયું નહિ. એ તો એમને એમ કેટલીયે વાર સુધી રડતી જ બેસી રહી. 'મોહિતને પોતાને માટે કેટકેટલું સહન કરવું પડયું છે' એ વિચારે એનું અંતર વલોવી નાખ્યું.

એટલામાં લીલા રમતી રમતી મોહિત અને નીરંજના બેઠા હતા ત્યાં આવી પહોંચી અને પિતાને ગળે વળગી પડી પોતાની રમતની વાત કાલાઘેલા શબ્દોમાં કહેવા લાગી. મોહિત એ નિર્દોષ બાલિકાની બાળલીલા જોઈને ઘડી વારને માટે બધું ભૂલી ગયો. એ પણ એની સાથે બાળક બની જઈ બાળવાતો કરવા લાગ્યો. પુત્રીને પતિ સાથે રમતી-ખેલતી જોઈ નીરંજના પણ ધીમે ધીમે આનંદમાં આવી ગઈ. પુત્રી-પ્રેમે મોહિત અને નીરંજનાને પાછા પ્રફુલ્લીત બનાવી દીધા.



## ૧૨

આ આ વાતને પણ ત્રણ વર્ષ વીતી ગયા છે. લીલા હવે દાસીની કેડમાં બેસીને બહાર ફરવા જતી ન હતી. હવે એ ચાર વર્ષની થઈ હતી. સાંજે રેશમી ઝભલું અને બુટ મોજાં પહેરીને નાનકડા ચોટલાના ગુંચળા વળેલા કાળા ભમ્મર વાળને પીઠ પર ઝૂલતા–ફરફરતા રાખીને પિતાની આંગળી પકડીને હવે એ બહાર ફરવા જતી હતી. દિવાબત્તીનો વખત થતાં એ ઘેર પાછી ફરતી અને મા ઠાકોરજીના ગોખલે ઘીનો દિવો કરી પ્રભુ પ્રાર્થના કરતી હતી ત્યારે એ આનંદમાં આવી મોટા અવાજે બોલતી:

"દિવા સ્વામી, દર્શન પામી
લક્ષ્મીજીને કહેજો કંઈ, રિદ્ધિ સિદ્ધિ મોકલે અહીં,
દિવાને જે શ્રી કૃષ્ણ."

દિકરીને આ પ્રમાણે બે હાથ જોડી પગે લાગતી અને કાલાઘેલા શબ્દો બોલતી જોતાં નીરંજના અને મોહિતના આનંદનો પાર રહેતો નહિ. લીલા ડાહીડમરી થઈને પિતાનું માથું ઓળતી અને એ જમવા બેસતા ત્યારે જમવાનું પણ પીરસતી હતી. માતાના કામના બોજામાંથી થોડો ઘણો ભાગ પડાવવામાં એ આનંદ માનતી હતી. એનું ચોખ્ખું કામ અને હરણી જેવું ચાપલ્ય જોઈ માતાપિતા મનમાં ને મનમાં ખૂબ મલકાતા હતા.

"લીલા, હવે તો તું બહુ મોટી થઇ ગઈ!" મોહિત હર્ષથી એના ગુલાબી ગાલે ચુમી ભરી બોલતો. "મારી દિકરી બહુ ડાહી! કેવું મજેનું કામ કરે છે! બાપની સેવા કરે છે!"

"કેમ ન કરું? હું તો તમારી દિકરી છુંને?" લીલા પિતાના ગળે વળગી પડી હસતા હસતા ઉત્તર આપતી. દિકરીનો જવાબ સાંભળી મોહિત અને નીરંજના ખૂબ હસતા હતા અને સ્વર્ગીય આનંદ અનુભવતા હતા.

મોહિતની વકીલાત દિન પ્રતિ દિન વિશેષ ને વિશેષ વધી રહી હતી. કલકત્તાની એકે એક જીલ્લા કોર્ટમાં એક બાહોશ વકીલ તરીકે એની કીર્તિ પ્રસરી હતી. જેમ જેમ ધંધો ધીકતો ચાલવા લાગ્યો હતો તેમ તેમ મોહિતની દાનશીલતાનું પ્રમાણ પણ વધતું રહ્યું હતું. એ દ્રવ્ય સંચય કરવા કરતાં માનવતા દાખવવામાં વિશેષ માનતો હતો, એટલે જ એના હાથમાં સારી જેવી થોડીકે મુડી જમા થઈ શકી ન હતી.

× × × ×

પૂર્ણિમાનો એ દિવસ હતો. સાંજે વાળુ કરીને પરવાર્યા પછી મોહિત અને નીરંજના અગાશીમાં બેસી ભૂતકાળના એ ભૂંસાયલા પ્રસંગો યાદ કરી રહ્યા હતા. મોહિતે નીરંજનાની સ્કુલે જવાની, રસ્તા પર ઉભા રહી ભિખારીઓને ભેળાં કરી દાન-દક્ષિણા આપવાની અને પોતે ગેલેરીમાં ઉભા રહીને એ બધું જોવાની વાતો હસતા હસતા એને કહી. નીરંજના પણ એ બધી યે વાત સાંભળીને હસતી હતી. એ સમયનાં સુખમય જીવનની એની સ્મૃતિ તાજી થઈ. મમતાળુ માતા અને પ્રેમાળ પિતાની વાત યાદ આવતાં એની આંખમાં હર્ષનાં આંસું આવીં ગયાં. ચારે દિશામાં ચંદ્રકિરણો હસી રહ્યાં હતાં.

આ સમયે દાસીએ આવી મોહિતને એક કાગળ આપ્યો. મોહિતે કવર ખોલી કાગળના હસ્તાક્ષર જોતાં જ એ સુરેન્દ્રનો કાગળ છે એમ જાણી લીધું. એણે આનંદીત ચહેરે ઝડપભેર આખોય કાગળ વાંચી નાખ્યો. એમાં એક વર્ષ થયાં સિવિલ સર્વિસની પરીક્ષા પાસ કર્યાના અને અન્ય સુખસમાચાર સુરેન્દ્રે ટુંકાણમાં જણાવ્યા હતા.

"નિરૂ, લે આજ સારા સામાચાર સાંભળ!" મોહિત આનંદમાં આવી જઈ એકદમ બોલી ઉઠ્યો.

"એવા તે શા સારા સમાચાર છે?"

"પહેલાં ગળ્યું મોઢું કરાવ, પછી એ સંભળાવું."

"વાતમાં કંઈ સાર નહિ હોય ને નાહક બનાવવાની વાત..."

"અરે સાર કેમ નથી? તારે ભાભી થઈ છે."

"શું કહો છો? ભાઈએ આપણી જાણ બહાર કોઈ મેમ સાથે વિવાહ કર્યો?"

"મેમ સાથે વિવાહ ન કરે તો વિલાયતમાં બીજા કોની સાથે કરે!"

"ત્યારે આખરે એણે મેમ સાથે જ વિવાહ કર્યો!"

"જેવા દેશમાં રહેવાય, એવી રૂચિ થાય. '**યસ્મિન દેશે યદાચારઃ**' આજે જો તારા બાપુજી જીવતા હોત તો આ વિવાહ કદાપી થાત નહિ."

આટલું બોલતા બોલતા પોતાની વાત યાદ આવતા મોહિત નીચું જોઈ ગયો. નીરંજનાનું એ તરફ કંઈ ખાસ લક્ષ્ય એંચાયું નહિ.

"ભાઈને નાનપણથી જ આવી સાહેબી પસંદ હતી. મા જીવતી હોત તો વિલાયતી વહુ આવીને એક દિવસ પણ ઘર સંભાળી શકત નહિ." નીરંજના ઉંડો નિસાસો નાખી બોલી.

"હવે જે બનવાનું હતું એ બની ચૂકયું છે. ચાલ લગ્ન માટે ખુશાલી દર્શાવતો એક તાર કરી દઈએ." મોહિત પોતાનાં શરીરને સંભાળતો સંભાળતો બોલ્યો. "મારાથી હવે વધુ અગાશીમાં બેસી શકાશે નહિ. આજે શરીર બરાબર ઠીક નથી. જરા જરા ટાઢ વાય છે."

"ત્યારે આટલી વાર શા માટે અગાશીમાં બેસી રહ્યા? ચાલો, ચાલો, જલ્દી નીચે જઈએ." નીરંજના પતિની અસ્વસ્થ પ્રકૃતિની વાત સાંભળતાં ગભરાઈ ગઈ.

એણે મોહિતને હાથ ઝાલી ઉભો કર્યો અને આસ્તે આસ્તે ચલાવીને નીચે લઈ જઈ પથારીમાં સુવાડ્યો.

"નીરુ, નીરુ, તું જાગે છે કે?" ઉંઘ ન આવવાથી પથારીમાં જાગતા પડી રહેલા મોહિતે મોડી રાતે પત્નીને બૂમ મારી.

"હા, કહો, શું છે?" નીરંજના પથારીમાંથી ઝબકીને જાગી ઉઠી બોલી.

"મને બહુ ટાઢ વાય છે. એકાદ ગોદડું અને પેલું ગરમ બન્નુસ મને ઓઢાડ તો!"

"હા, ઓઢાડું છું." એટલું કહી નીરંજના સત્વર સફાળી ઉભી થઈ અને ડામચીયા પરથી ગોદડું અને બન્નુસ લઈ મોહિતને ઓઢાડ્યા.

"અરેરે! એકાએક આ શું? તમારૂં શરીર તો તાવથી ધગધગી રહ્યું છે!" ગોદડું ઓઢાડવા જતા શરીરે હાથ લાગતા નિરંજના ચિત્કાર કરી બોલી ઉઠી.

"ટાઢ ભરાઈને તાવ આવ્યો લાગે છે!" મોહિતે ધ્રૂજતા ધ્રૂજતા માથે મોઢે ઓઢી દઈને ટુંકો જવાબ વાળ્યો.

એ આખી યે રાત નિરંજનાને ઉંઘ આવી નહિ. મધરાત વીતી ગયા પછી એણે પાછો મોહિતના કપાળ પર ધીરે રહીને હાથ મુકી જોયો તો તાવ ખૂબ ચઢેલો જણાયો. મોહિત એ વેળા બેશુમાર તાવના ઘેનમાં આંખો મીંચી બેશુદ્ધ જેવો પડી રહ્યો હતો. નિરંજનાનાં મનમાં તો કંઈ કંઈ થવા લાગ્યું. મોહિતને પહેલાં પણ ઘણી વાર તાવ આવ્યો હતો પણ આજના જેવું એનું મન ત્યારે–કદી યે ઉદાસ ને હતાશ થયું ન હતું. બરફની સગવડ તો અડધી રાતે થઈ શકે એમ ન હતી એટલે બિચારીએ કોલનવોટરના પાણીમાં કટકાનાં પોતાં ભીંજવી સારી રાત એને કપાળે મુક મુક કર્યા. પત્નીના આ અખંડિત ઉપચારે તાવનું જોર આગળ વધતું અટકી જઈ સવાર પડતાં જરા પાછું પડયું, એટલે મોહિતે સુરેન્દ્રને સિવિલ સર્વિસની પરીક્ષા પાસ કરવા અને લગ્નગ્રંથીથી જોડાવા માટે આવી તબિયત છતાં આગ્રહ કરીને પણ નીરુ પાસે પોતાને નામે અભિનંદનનો તાર કરાવી દીધો.

"હવે અત્યારે રાત કરતા કંઈક ઓછો તાવ છે, નહિ વારુ નીરુ ?" મોહિતે પોતાની પાસે બેસી રહેલી નીરુનો હાથ હાથમાં લઈ પોતાને કપાળે મૂકતા કહ્યું.

નીરંજના ડોકી ધુણાવી ઉભી થઈ. ગોખલામાંથી થરમામિટર લાવી એણે તાવ માપ્યો, તો ૧૦૨ ડીગ્રી જણાયો. એણે એ આખો ય દિવસ કંઇ કામકાજ કર્યા સિવાય મોહિતની પથારી પાસે બેસી રહી બરફ મૂકયા કીધું. લીલા પિતાના કપાળ પર પોતાનો નાનો હાથ ફેરવતી ફેરવતી બોલી :

"બાપુજી, તમને દાઈ થઈ છે ?"

"હા બેટા !" મોહિતે વ્હાલથી મલકતે મોઢે ઉત્તર આપ્યો. "તું તારા બચુકલા હાથે મારૂં માથું દાબી આપીશ ને એટલે મારો તાવ ઝટ ઉતરી જશે."

લીલા ડાહી ડમરી થઈ ને પોતાના નાજુક કોમળ હાથે મોહિતનું માથું દાબવા લાગી. ઘડીભર માથું દાબ્યા પછી એ પિતાની આંખો મીંચાયલી જોતાં એમને ઉંઘી ગએલા માની લઈ છાનીમાની ઉભી થઈ અને બહાર રમવા ચાલી ગઈ. મોહિત એ જાણ્યા છતાં ય અણજાણ થઈ ને પડી રહ્યો.

સાંજ પડી, તો ય મોહિતનો તાવ ઉતર્યો નહિ.

"હજુ તાવ ઉતર્યો નહિ. ડૉક્ટરને બોલાવું ?" નીરંજના બોલી.

"હવે આજે તો નહિ; કાલે બોલાવીશું. કદાચ સવારે તાવ ઉતરી જશે." મોહિતે જવાબ આપ્યો.

એમને એમ રાત પડી છતાં તાવ તો જરા ય નરમ પડયો નહિ. નીરંજના આખી યે રાત મોહિતની પથારી પાસે બેસી લુગડાના કટકા વડે માખી–મચ્છર ઉડાડતી, એનું ઓઢવાનું સરખું કરતી, માથે બરફની બૅગ બદલતી અને અવાર નવાર શરીર તપાસતી જાગતી રહી. સવાર પડવાની જ એ રાહ જોઈ રહી હતી અને જેવી સવાર પડી કે તરત જ એણે ડૉક્ટરને બોલાવ્યો.

"પહેલા તમને કોઈ કોઇવાર તાવ આવતો હતો?" ડૉક્ટરે નાડી, છાતી વિગેરે તપાસી મોહિતને પૂછ્યું.

"છેલ્લા આઠ નવ મહિનામાં ચાર પાંચ વખત તાવ આવ્યો હતો." મોહિતે થોડીવાર વિચાર કરી જવાબ આપ્યો.

"છાતીમાં દુખે છે?"

"થોડું થોડું."

"તમારે થોડી સાવચેતી રાખવાની જરુર છે." ડૉક્ટર જરા ગંભીર ચહેરે બોલ્યા. જોકે એવું કંઇ ખાસ ચિંતા કરવા કે ગભરાવા જેવું નથી. દવા લખી આપતો જાઉં છું. એક બે દિવસમાં તાવ ઉતરી જશે."

એ બે ત્રણ દિલસના ધીમે ધીમે સાત આઠ દિવસ પણ થઈ ગયા છતાં ય એ ગોઝારા તાવે મોહિતનો કેડો મુકયો નહિ. તાવ ચઢતો અને પાછો ઉતરી જતો હતો. વધુમાં વધુ લગભગ ૧૦૪ ડીગ્રી સુધી તાવ ચઢી જતો હતો. નીરંજના ખાવું-પીવું અને ઉઘવું-કરવું છોડી દઈને રાત અને દિવસ મોહિતની પથારી પાસે જ ઉદાસ ચહેરે **એની સેવા-ચાકરીમાં** બેસી રહેતી હતી.

"નિરુ, તું આમ કયાં સુધી કરીશ?" નીરંજનાને ભૂખ તરસ ને ઉદાસ બેસી રહેતી જોઈને મોહિત પુછતો. તાવ આવે એમાં આટલી હદ બહારની ચિંતા શા માટે?"

"અમારી ફરજ છે ને અમે બજાવીએ છીએ, એમાં કંઇ અહેશાન કરતા નથી." નીરંજના પતિના અંતરાઘાતને દૂર કરવા હસીને જવાબ દેતી અને પતિનું મન પ્રફુલ્લીત રાખવા તેમજ પોતાનું મન કમન ન થાય એ માટે નવાં નવાં પુસ્તકો વાંચતી, છાપાં વાંચતી અને આડીઅવળી અનેક વાતો પણ કરતી હતી.

આમ ને આમ વળી બીજા પંદર દિવસ વીતી ગયા, છતાં ય મોહિતની પ્રકૃતીમા કશો ય એવો ખાસ ફેર પડ્યો નહિ.

"આ ડૉકટર બરાબર નથી. હવે તો કોઈ બીજાને બોલાવીએ તો ઠીક." નીરંજનાએ અધીર બની પતિનો મંદવાડ લંબાતો જોઈ દવા

બદલાવવાની સૂચના કરી, પણ મોહિતે ચાલુ ડૉક્ટરની દવા થોડા વધુ દિવસ જારી રાખવાનો આગ્રહ કર્યો. વળી વિશેષ એક અઠવાડિયું પસાર થયું પણ કંઈ ફાયદો કે ફેર દેખાયો નહિ, એટલે છેવટે કંટાળીને મોહિતે બીજા ડૉક્ટરને બતાવવાની નીરંજનાની સૂચના માન્ય કરી. એક મશહૂર અમેરીકન ડૉક્ટરે આવી મોહિતને તપાસ્યો અને દવા ચાલુ કરી. એની દવાથી પંદર જ દિવસમાં એનો તાવ ઉતરી ગયો અને તબિયત ઝપાટાબંધ સુધરવા લાગી. લીલા હવે પિતાની પથારી પાછળ બેસીને રમવાને બદલે બહાર જઈને રમવા લાગી. નીરંજનાના ભૂખ, ઉજાગરા અને ચિંતાથી પીળા પડી ગયેલાં મોઢાં ઉપર ધીમે ધીમે લોહીનો સંચાર થઈ ઉડી ગએલી સુરખી આવવા લાગી. વખતસર દવા લેવાની અને યોગ્ય પથ્ય પાળવી ચાલુ રાખવાથી આસ્તે આસ્તે મોહિત સારો થવા લાગ્યો. હવે એ પોતાની મેળે ઉભો થઈને ખુરશી પર બેસતો અને પુસ્તકો પણ વાંચતો હતો.

× × × ×

મોહિત ભારે મંદવાડમાંથી જાણે કે પુનર્જન્મ લઈને જ ઉઠ્યો હતો એટલે નીરંજના અને લીલાની ખુશીનો પાર ન હતો. હજુ ઉઠીને બહાર જવા જેટલી શક્તિ એનામાં ન હોવાથી એ કોર્ટ-કચેરીમાં જતો ન હતો. ડૉક્ટરે હજુ એને એકાદ મહિનો સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપી હતી.

એ શાંતિથી ખુરશી પર બેઠો બેઠો પુસ્તક વાંચતો હતો ત્યાં લીલા અંબોડાના વાળ છુટા રાખીને નાચતી-કુદતી આવી અને પિતાના હાથમાં એક કાગળ મુકી બોલીઃ "ઑફીસનો સિપાઈ આ કાગળ તમને આપવા કહી ગયો છે."

"લીલા, તું જ મને વાંચી સંભળાવને?" મોહિત લીલાને ગાલ પર વ્હાલથી ચુમી લઈ બોલ્યો.

"આવો કાગળ કોણ વાંચે? જુઓને, કેટલી છાપો મારી છે કેટલા લાલ લીંટા માર્યા છે!" એટલું બોલી એ બહાર રમવા ચાલી ગઈ.

"કોનો કાગળ છે?" નીરંજનાએ ઓરડામાં આવી પૂછયું.

"વાંચીને કહું છું." કહી મોહિતે કવર ફાડી કાગળ કાઢી વાંચવા માંડ્યો. નીરંજનાએ જોયું કે કાગળ વાંચતા વાંચતા મોહિતના હાથ ધ્રૂજી રહ્યા હતા. મોહિતના હાથમાંથી કાગળ એકાએક નીચે સરી પડ્યો. નીરંજનાએ વિસ્મિત થઈ નીચે પડી ગયેલો કાગળ ઉંચકી લઈને સડસડાટ વાંચી નાખ્યો. એ કાગળ કાશીથી આવ્યો હતો અને એમાં લખ્યું હતું કે: 'નંદલાલબાબુ કાલે રાતે કોલેરાનાં રોગથી દેવલોક પામ્યા છે.'

નીરંજના કાગળને એક બાજુએ મુકી દઈ મોહિતના એકદમ ઉદાસ થઈ ગયેલા મોઢાં સામું જોતી ઉભી રહી. બીજી જ પળે એને જણાયું કે મોહિત આ ઓચિંતા આઘાતે દેહશુદ્ધિ ગુમાવી પછડાટ ખાઈ રહ્યો છે, એટલે એણે ભયભીત બની તરત જ એને ઝાલી લઈ આસ્તેથી પથારીમાં સુવડાવી દીધો અને એના મોં અને આંખ પર પાણી છાંટવા લાગી. દાસદાસીઓ ખબર પડતાં ત્યાં દોડી આવ્યા અને શેઠાણીને શેઠની સારવાર કરવામાં સહાય કરવા લાગ્યા. નીરંજના અત્યારે થરથર કંપી રહી હતી છતાં ય છાતી મજબૂત કરીને મોહિતની સારવાર કરી રહી હતી. થોડીવાર સુધી બેભાન અવસ્થામાં પડી રહ્યા પછી તાત્કાળીક ઉપચારોની અસર થતાં મોહિતે ધીરે ધીરે આંખો ઉઘાડી.

"પિતાજી..." એટલું બોલી હૈયું ભરાઈ આવતાં એ રડી પડ્યો.

મોહિતને રોતો જોઈ નીરંજના પણ રડી પડી.

"નિરુ, બાપુ તો મારા પર છેવટ સુધી ક્રોધ રાખીને જ ચાલ્યા ગયા!" નીરંજનાની સામે જોઇ એના હાથ પોતાના હાથમાં ઝાલી મોહિત ગળગળો થઈ બોલ્યો. "ક્ષમા માગવા જેટલો ય સમય ન મળ્યો."

નીરંજના કંઇ બોલી નહિ. અશ્રુપૂર્ણ નયને મોહિતની આંખ-માંથી વહેતાં આંસુ સાડીના પાલવ વડે લુછતાં લુછતાં એ બેસી રહી.

એ આખો ય દિવસ ઉદાસીનતામાં પસાર થયો. નીરંજનાનું મન પણ ઘરનાં કામકાજમાં મુદ્દલ ચોટયું નહિ.

"મારે સ્નાન કરવું પડશે! શોક પાળવો પડશે! ના, ના. મને એ અધિકાર રહ્યો નથી. હું એમનો દિકરો જ રહ્યો નથી. સતીશ જ એમનો ખરો દિકરો છે—એમનો પુત્ર છે—એ જ બધું ય કરશે!" આખા દિવસમાં મોહિત ફક્ત આટલા જ શબ્દો બોલ્યો હતો. એ પછી તો એ ઘડીભર પથારીમાં સુતો કે ઘડીભર ખુરશી પર બેસતો. કોઇ ગહન વિચાર કરવામાં તલ્લીન થઈ જતો. કોઇ કોઈવાર ડુસકે ડુસકાં ભરીને રડતો પણ હતો. નીરંજના પતિનું આ કલ્પાંત સહન કરી શકતી ન હતી એટલે ગમગીન થઈને વખતોવખત પોતાના પાલવ વડે એની આંખ લૂછતી હતી.

"નિરુ, મને ફરી પાછું દર્દ થાય છે! છાતીમાં કોઈ અગમ્ય ભયંકર વેદના થઈ રહી છે." ઘણીવાર સુધી ઉદાસ બેસી રહ્યા પછી છાતી પર હાથ રાખી મોહિત બોલ્યો. નીરંજનાએ એની છાતી પર પોતાનો હાથ ફેરવવા માંડ્યો અને નોકરને જલ્દીથી ડૉકટરને બોલાવી લાવવાનું કહ્યું. ડૉકટરે આવી મોહિતને તપાસ્યો. સુધરેલો કેસ એકાએક આમ ભયંકર બની ગએલો જોઈને એ પણ ચિંતાતુર બન્યો. ઔષધ આપી યોગ્ય સાવચેતી રાખવાની સૂચના આપી એ ચાલ્યો ગયો.

સાંજ પડી. નીરંજનાએ મોહિતના કપાળ અને હૃદય પર હાથ મુકી જોયું તો પેલો જીવલેણ તાવ ફરી પાછો પૂર જોશમાં ચઢેલો જણાયો. મોહિત તાવના ઘેનમાં અર્ધ બેહોશ પડ્યો હતો. એને કોઈ જાતની શુદ્ધિ ન્હોતી.

લાગલાગટ એક માસ સુધી બે ત્રણ ડૉકટરોને કન્સલ્ટ કર્યા મુજબ દવા કરવાથી મોહિતનું દર્દ કંઈક શાંત પડયું પણ પુરેપુરો આરામ તો ન જ થયો. હવે આખો ય દિવસ તાવ ચઢેલો રહેવાને

બદલે ચઢ–ઉતર થવા લાગ્યો. તાવ આવતો ત્યારે ૧૦૩–૧૦૪ ડીગ્રી સુધી આવતો હતો. સાથે સાથે છાતીમાં દર્દ થતું અને ઉધરસ પણ આવતી. આખી રાત રાતના ઉજાગરા થતા હોવાથી આંખની આસપાસ કાળા ચકામા ઉઠી આવ્યા હતા. મોં ઉદાસીનતાથી સુકાઇ ગયું હોવા છતાં ય નીરંજના વ્યવહારના બધા ય કામકાજ કરવાના છોડી દઈને મોહિતની પાસે પડછાયાની જેમ બેસી રહેતી. સમયસર ઔષધ ખવરાવતી, પવન નાખતી, અને પતિ ઉંઘી જતો ત્યારે ય નિર્નિમેષ નયને એનાં મોઢાં સામું જોઈ ને બેસી રહેતી હતી. એ વારંવાર અજ્ઞાત ભયથી વ્યાકુળ થઈ જતી અને મનમાં ને મનમાં ખૂબ રડતી હતી. મોહિત કોઈવાર એને રડતી જોઈ જતો ત્યારે એના હાથ પોતાના દુર્બળ હાથમાં ઝાલી સ્નેહપૂર્ણ સ્વરે કહેતો :

"નિરુ તું શા માટે રડે છે? હવે તો મને ઠીક છે."

"ના રે ના, હું રડતી નથી. એતો અમસ્થા આળસ અને ઉજાગરાને લીધે આખમાં પાણી આવી જાય છે." પતિને ઉલ્લાસિત રાખવા માટે નીરંજના આવો ઉડાઉ ઉત્તર આપતી. પણ મોહિત એનાં હૃદયનો ભાવ–એની ઉંડી નિરાશા અને બ્હીકને સમજ્યા વગર રહેતો નહિ.

"નિરુ, થોડી વારને માટે તું હવે ઉંઘી જા તો. આમ કેટલી રાત અખંડ ઉજાગરા કર્યા કરીશ?" આખીયે રાત પોતાના માથા પાસે નીરંજનાને જાગતી બેસી રહેતી જોઈ ને મોહિત બોલ્યો.

"મને ઉંઘ જ આવતી નથી એટલે..."

"ભલે ન આવે. જરા પથારીમાં અમસ્તી પણ આડી પડ ને આરામ કર. આવે વખતે જો તું માંદી પડી જઈશ તો પછી મારી શી વલે થશે એની તને કંઈ ખબર છે!" મોહિતે પ્રેમથી પત્નીને સમજાવી.

માંદગીમાં કહ્યું ન માનવાથી પતિ નાખુશ થશે અને એમનાં હૃદય પર ઉલ્ટી ખરાબ અસર થશે એ ભયથી નીરંજના એમની જ પાસે એક ચટાઈ પાથરી જરા આડી પડી પણ એને ઉંઘ ન આવી. વારે ઘડીએ બેઠી થઇને એ મોહિતને તપાસતી અને એ કંઈક

સળવળતો કે તરત "શું થાય છે? દવા આપું? પાણી આપું?" વિગેરે પૂછતી હતી.

આમ એક એક દિવસ ગણતા કંઈ કેટલા યે દિવસો પસાર થઈ ગયા. મંદવાડના ખાટલા પાસે માંદા માણુસનું મોં જોતા બેસી રહેતા એક એક દિવસે નીરંજનાને એક એક વરસ જેવડો લાંબો લાગવા માંડ્યો. આમ ધીમે ધીમે બીજા ચાર મહિના વીતી ગયા. મોહિત નીરંજના સાથે મીઠા સ્વરે અનેક વાતો કરતો અને મંદવાડથી ફીક્કા પડી ગયેલા મોઢે હસતો પણ હતો. નીરંજના એની પાસે હવે વર્તમાનપત્રો વાંચતી અને મોહિત સુતો સુતો એમાના સમાચારો સાંભળતો. વળી એ કોઈ કોઈ વાર લીલાને વ્હાલથી પોતાની પાસે બોલાવતો અને એનાં માથા અને મોં પર પ્રેમથી હાથ ફેરવતો હતો.

"તું રાત દિવસ ઉદાસ રહે છે એટલે લીલા પણ હસવું–રમવું ભૂલી ગઇ છે. જરા એનો તો તું વિચાર કર! એને ઉલ્લાસમાં રાખવાનો જરા તો યત્ન કર! જોને એ બીચારી પણ આટલા દિવસમાં કેવી સુકાઇ ગયેલી લાગે છે!" મોહિત નીરંજનાને લીલાની વ્હાર કરી ઠપકો આપતો.

નીરંજના એનો કોઈ ઉત્તર આપ્યા વગર મોહિતના મોં સામે તાકીને કેવળ મોઢું મલકાવી બેસી રહેતી.

"બાપુજી, હવે તમે કયારે સાજા થઈ જશો?" લીલા આંખમાં ઝળઝળીઆં લાવી ગળગળા સાદે પૂછતી.

"ઇશ્વરની મરજી હશે ત્યારે બરાબર સાજો થઈશ બેટા!" દિકરીને રડતી જોઈને મોહિત પણ રડી જતો અને રૂંધાયેલા અવાજે જવાબ આપતો.

"તમને જલ્દી સાજા કરવાને હું તો ભગવાનને કેટલીયે પ્રાર્થના કરૂં છું છતાં ય તમને સાજા કેમ કરતા નથી?"

"હું શું જાણું બ્હેન?" મોહિત નિસાસો નાખી બોલતો.

ડૉકટર દિવસમાં બે વાર આવીને આશ્વાસન આપી જતો હતો. મોહિત પણ નીરંજનાને ઘણો ઘણો દિલાસો આપતો હતો છતાં ય એની ચિંતા-ઉદાસી ઓછી થતી ન હતી. એની આંખમાંથી અવિરત વહેતાં આંસુ વહેતાં અટકતા નહિ.

"નિરૂ, બેંકમાં પડેલા ત્રણ હજાર રૂપિયા ધીમે ધીમે બધા ય ઉપાડી લેવાયા છે અને એમાંથી દવાદારુના ખર્ચ નિભાવતા આવ્યા છીએ. છેલ્લા છ મહિનામાં મારી માંદગીએ આપણને અનહદ ખર્ચામાં મુકી દીધા છે. હવે કેટલી રકમ બાકી રહી છે?" એક દિવસ મોહિતે એકાએક નીરંજનાને આવો સવાલ કર્યો.

"એકાદ હજાર બાકી રહ્યા હશે." નીરંજનાએ જરાક થંભી જઇને નીચું માથું રાખીને જવાબ આપ્યો.

"અહોહો, ત્યારે તો હજુ ઘણા પૈસા છે. એટલી રકમ જોઈ વિચારીને વપરાશે ત્યાં સુધીમાં તો હું સંપૂર્ણ સાજો થઈ જઈશ." મોહિત સંતુષ્ઠ થઈ બોલ્યો.

નીરંજના નીચું માથું કરીને અનુત્તર બેસી રહી. ત્રણ હજાર રુપિયામાંથી હવે માંડ એક હજાર રુપિયા જ બાકી રહ્યા હતા, ત્યાર પછી શું થશે એનો એ વિચાર કરવા લાગી. પિતાએ આપેલા બે એક હજારની કિંમતના પોતાની પાસે દાગીના હતા. ઉપરાંત મોહિતે કરાવેલા હજારેક રુપિયાની કિંમતના બીજા પણ દાગીના એની પાસે હતા. એ તમામ ખર્ચાઈ જવા છતાં ય આરામ નહિ થાય તો પછી શું થશે? નિરંજના આ ગહન વિચાર-વમળમાં ગોથા ખાતી હતી.



## ૧૩

ઔષધીઓ આણવામાં કે આપવામાં અનિયમિતતા ન હતી. સેવા–સુશ્રુષા કરવામાં કોઇ જાતની ખામી ન હતી. નીરંજનાના યત્નોમાં ઉણપ ન હતી. નીરંજનાને પોતાને પણ આરામ ન હતો. લીલાની ભગવાન પ્રત્યેની ભયભીત પ્રાર્થનાઓનો પાર ન હતો. છતાંય મોહિત મંદવાડના ખાટલામાંથી સાજો થઈને ઉઠી શકયો ન હતો. ડૉક્ટરો પણ આશ્વાસન દેવામાં–હિંમત આપવામાં જરાય ખામી રાખતા ન હતા છતાંય એક વર્ષ કરતા અધિક સમય વીતી ગયો તોય મોહિત નીરોગી થઈ શકયો ન હતો.

વસંતઋતુની રમણીય સાંજનો સમય હતો. ખુલ્લી રાખેલી બારીમાંથી મધુરો મધુરો પવન આવતો હતો. સૂર્ય આખો ય દિવસ પૃથ્વીની પરિક્રમા કરીને થાકી ગયો હોય એમ આસ્તે આસ્તે અસ્તાચળની પાછળ આરામ લેવાને જઇ રહ્યો હતો. મોહિત પથારીમાં સુતો પડ્યો હતો. નીરંજના એની પાસે બેસીને પુસ્તક વાંચતી હતી. પડખે લીલા આરામથી ઉંઘ લેતી સુતી હતી.

"નીરંજના.........." પુસ્તક વંચાતું સાંભળતા સાંભળતા મોહિત એકાએક બોલ્યો.

"શું કહો છો?" પુસ્તક વાંચવું બંધ કરી દઈ એક બાજુએ મુકતાં નિરંજનાએ પૂછ્યું.

"પેલા બાકી રહેલા હજાર રૂપિયા તો હવે આટલા દિવસમાં ખર્ચાઇ ગયા હશે નહિ વારૂ?"

પતિને શો ઉત્તર આપવો એ નક્કી નહિ કરી શકવાથી નીરંજના જેમની તેમ નિરૂત્તર બેસી રહી.

"ત્યારે હવે શું થશે? ડૉકટરો તો કહે છે કે મારો આ રાજરોગ સાજો થતાં હજુ ઓછામાં ઓછા ત્રણ ચાર મહિના તો લેશે જ. અને પૈસા વિના એટલો બધો સમય કેમ કાઢીશું? હવે તો આપણી પાસે રાતી પાઈ પણ રહી નથી."

નીરંજના નીચી નજરે ને ભરેલે હ્રદયે પતિનું કહેતું સાંભળી રહી હતી.

"તારા દાગીના બે ત્રણ હજાર રૂપિયાના તો હશે, નહિ!"

નીરંજનાએ હકારમાં ડોકું હલાવ્યું.

"એ જ હવે છેલ્લી મુડી બાકી રહી છે. દીનેશને બોલાવીને એમાંથી થોડાક વટાવી આપવા દઇ દે."

નીરંજના એક અક્ષર પણ બોલ્યા વગર એમ ને એમ બેસી રહી.

"નીરુ, આ મહાભારત મંદવાડના ખાટલામાંથી હું કદાચ બેઠો નહિં થાઉં તો!" થોડીવાર ચૂપ રહી વિચાર કર્યા પછી પાછો મોહિત બોલ્યો.

નીરંજનાથી આ છેલ્લા શબ્દોનો કારી ઘાવ ન જીરવાયો. એ એકદમ પથારીમાં નીચું માથું નાખી દઈ જોરથી રડવા લાગી.

"સમજી ગયો. દાગીના પણ તમામ તું વટાવી ચૂકી છે. હવે કંઈ જ બાકી રહ્યું નથી. અને ન કરે નારાયણ ને કદાચ આ માંદગીમાંથી હું સાજો નહિ થાઉં તો તું કયાં જઈશ? મારી લીલાનું શું થશે?" મોહિત દુઃખદ્ ને ચિંતાભર્યા સ્વરે બોલ્યો.

નીરંજના પથારીમાં મોઢુ સંતાડીને રડતી રડતી જેમ ને તેમ પડી જ રહી.

"રડ નહિ, હું તો નજીકના–ભયંકર ભાવિની કલ્પના–રેખા દોરૂં છું." મોહિત નીરંજનાની પીઠ પર પ્રેમથી પોતાનો દુબળો હાથ ફેરવતા ફેરવતા બોલ્યો.

વાતચીત વચ્ચે થતા પિતાના ગળાના ખંખારા અને માતાના ડુસકાનાં અવાજે લીલા જાગી ગઇ હતી. પથારીમાં બેઠી થઇને એ માબાપ વચ્ચેની વાતચીત કાન દઇને સાંભળતી હતી.

"બાપુજી, તમને દવા માટે પૈસા જોઈતા હોય તો મારી ચૂડીઓ બહુ સારી છે. એના પૈસા ઘણા આવશે, નહિ બા? અને એ પૈસાથી મારા બાપુજી જરૂર સાજા થઈ જશે, હાં બા!" કહેતી નાદાન ને નિર્દોષ પણ સમજુ ને સંસ્કારી લીલા હાથમાંથી ચૂડીઓ કાઢવા લાગી.

"રહેવા દે, બેટા! હમણા એની કંઈ જરૂર નથી, હાં!" મોહિતે લીલાને ચૂડીઓ કાઢતી અટકાવવા એનો હાથ ઝાલી લીધો. "હે ભગવાન! શું મારા નસીબમાં આ દિવસ પણ જોવાનો લખાયો હતો!" એણે ઉંડો નિશ્વાસ નાખ્યો.

"તમે અમને હિંમત આપો. આમ નાહિંમત શું થઈ જાઓ છો?" પથારીમાંથી મોઢું ઉચું કરી નીરંજના ગદ્‌ગદ્‌ કંઠે બોલીઃ "કાલે સવારે તમે સાજા થઈ જશો, પછી મને ને મારી લીલાને જોઇએ તો સોનાથી મઢી દેજો."

"અને કદાચ સાજો ન થયો તો!"

મોહીતે ફરી વાર આનો આ જ પ્રશ્ન મુખ–બહાર કાઢ્યો, એટલે નીરંજનાએ ફરીથી પથારીમાં પોતાનું મોઢું સંતાડી દીધું, અને ડુસકાં ભરી ભરીને રડવા લાગી. મોહિતની આંખોમાંથી પણ આંસુઓ નીકળી ગાલ પર થઈ પથારીમાં સરવા લાગ્યાં.

"તારી રોજની ગળામાં પહેરવાની સોનાની ચેઈન તો હશેને! હોય તો તે હમણા દીનેશને આપી દેજે, પણ લીલાની ચૂડીઓ રહેવા દેજે." ઘણીવાર સુધી રડીને શાંત થયા પછી પાછો મોહિત બોલ્યો–

પણ નીરંજના શું બોલે? એણે તો ગઈ કાલે છેવટ એ શરીરનો છેલ્લો શણગાર પણ વટાવી નાખી ડૉકટરને દવા તથા ફીના પૈસા ચૂકવી આપ્યા હતા. એટલે એ તો નીચું મોઢું રાખીને બેસી જ રહી.

"નીરુ, તારા મૌન પરથી મને લાગે છે કે એ પણ તારી પાસે નથી બચવા પામી. ખરું ને?" મનમાં શંકા આવતા મોહિત બોલ્યો.

પણ નીરંજના આંસુ અને ડુસકાં સિવાય એનો કોઇ ઉત્તર આપી શકી નહિ.

"અરેરે! આવા દિવસ દેખાડવા માટે જ શું મેં અભાગીએ તારી સાથે વિવાહ કર્યાં હતા? આખરે મેં કમનસીબે તમને કંગાલ ને બેહાલ બનાવ્યા. હે ઇશ્વર! તારી માયાવી માયા પાછળથી આવો ભાવ ભજવશે એવી મેં સ્વપ્ને ય આશા ન્હોતી રાખી." આટલું બોલતા બોલતા મોહિતનું હ્રદય ખૂબ ભરાઇ આવ્યું. એ હાંફી ગયો અને નાના બાળકની જેમ મોટેથી રડી પડ્યો.

"દાગીના ગયા એનું શું દુઃખ લગાડો છો? તમારા કરતા શું દાગીના વધારે છે?" ચીરાતે કાળજે ને નીરભર્યે નેત્રે સ્વામી સામે જોઇ નીરંજના બોલી: "આપણી પાસે પૈસા નથી એમ લોકો જાણી જાય નહિ એટલા માટે તો મેં દાગીના કાઢી નાખ્યા છે. એ જતાં ય તમે સાજાસમા થઈ જાવ એજ લાખો રૂપિયા છે. દાગીના કરતા તો તમારા દેહની જ ચિંતા..." એ વધુ બોલી ન શકી.

"અને હું પણ એટલા જ માટે કહું છું કે જો હું સાજો નહિ થાઉં તો મારી પાછળ તમારું શું થશે એની જ ચિંતા મને રાત દિવસ સતાવી રહી છે." મોહિત ધીમા ને પડેલા અવાજે બોલ્યો.

"કેમ સાજા નહિ થાઓ?" નીરંજના નાહિંમત પતિને હિંમત આપવા દ્રઢ સ્વરે બોલી: "તમે સાજા થશો જ; અને કદાચ ન થાવ તો ય અમારી ચિંતા કરવાની જરૂર નથી. તમે જશો તો તમારી પાછળ હું કંઇ એકલી રહી શકીશ નહિ, એ તમે નક્કી માનજો."

છેલ્લા શબ્દો બોલતાં એની રૂંવાટીએ રૂંવાટી કંપી રહી હતી. એના ગળામાં ડૂમો ભરાઈ આવ્યો હતો.

"અને બાળકો..." મોહિત પણ થરડાતે અવાજે બોલ્યો.

"જેની પાસે હું પળાઇ-પોષાઇ મોટી થઇ છું એની પાસે એમને રાખી આવવામાં હવે મને જરા ય ભય કે ક્ષોભ નહિ આવે." પોતાની જાતને જરાક સંભાળી લઈ નીરંજનાએ જવાબ દીધો. "એમની પાસે એમને રાખીશ. મનુષ્ય મનુષ્યનું ને કુદરત કુદરતનું કામ કરશે જ. જેનો કોઇ નથી એનો ભગવાન તો છે જ, એ વાત તમે કેમ ભૂલી જાઓ છો?"

"પણ...પણ...નીરુ, હું પાપી છું. મારે માટે બાપાએ કેટલું કષ્ટ સહ્યું છે? મારી પ્રાર્થના એમને ચરણે પહોંચશે કે?" એ એ ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો.

"તમે પાપી નથી. હું જ પાપીની છું. મને સુખી કરવા જતાં તમારે આ બધું દુઃખ સહવું પડયું છે. ભગવાન તમારી પ્રાર્થના શા માટે નહિ સાંભળે?" નીરંજનાએ બંદોપાધ્યાય અને ગંગોપાધ્યાય કુટુંબના દુઃખનું કારણ પોતે જ છે એમ મનમાં વિચારી મોહિતના કથનનો પ્રતિકાર કર્યો.

"ના...ના...પાપી કદાચ કોઇ હોય તો તે હું જ છું, તું નહિ." મોહિત મોટેથી બોલ્યો. "અને પાપીઓનો પણ પ્રભુ છે. તેથી જ એ પતિતપાવન કહેવાય છે. એનો મને આશરો છે." એટલું બોલી એણે આંખો મીંચી દીધી.

× × × ×

એ પછીના બે મહિનાઓ પણ મોહિતની ઘડિયાળ, લીલાની ચેઇન ને ચુડીઓ, કીમતી વસ્ત્રો અને ઘરનું રાચરચીલું વિગેરે વેચીને દવાદારુ કરાવતા પાછા ચાલ્યા ગયા. એ પછી નીરુએ પોતાના ભાઇ સુરેન્દ્રને સવિસ્તર હકિકત જણાવતો એક કાગળ લખી બહુ જ દુઃખદ શબ્દોમાં આજીજીપૂર્વક કંઈક સહાય કરવાને વિનંતી કરી. એ કાગળના જવાબની રાહ જોતા જોતા એક મહિનો વીતી ગયો પણ ભાઈએ કોઈપણ

પ્રકારનો ઉત્તર ન લખ્યો. નીરંજના આશાભંગ થઈ, પણ 'કદાચ કાગળ જ પહોંચ્યો નહિ હોય' એવો એને વહેમ આવ્યો, એટલે ફરીવાર એણે બીજો કાગળ લખ્યો અને આ વખતે તો રજીસ્ટર્ડ કરીને જ ટપાલમાં બીડ્યો. પંદર દિવસ વહી ગયા છતાંય સુરેન્દ્ર તરફથી એનો પણ કોઈ જવાબ આવ્યો નહિ. ઇન્દ્રની અમરાપુરી જેવા અલબેલા લંડન શહેરમાં રહેતા ભાઈને કયાંક મૃત્યુલોકમાં કોઈ એક માનવ-ભગીની રડે છે એની કલ્પના પણ કયાંથી આવે? સ્વર્ગમાં વસતા દેવતાને મૃત્યુલોકના માનવી શાના સાંભરે? અને એમાં આશ્ચર્ય પામવા જેવું પણ શું છે? છતાં ય દુર્બળ માનસવાળા મૃત્યુલોકના માનવી સમજતા નથી કે સ્વર્ગના દેવો સાથે સગપણ-સંબંધનો કોઈ દાવો હોતો નથી; અને પોતે નાહક એ દાવો રજુ કરી રહ્યા છે. પોતાના સ્નેહમય ભાઈની ઉપેક્ષા જોઈને નીરંજનાને માતા-પિતાના અપાર માયા-મમતા અને વ્હાલ યાદ આવ્યાં અને એ ખૂબ જ રડી. મોહિત એ બધું ય સમજતો હતો પણ પોતે મોઢું ખોલીને સ્પષ્ટ બોલવા જતાં નીરંજનાનાં દુઃખમાં વૃદ્ધિ થશે અને એ ઉલટી વિશેષ કલ્પાંત કરશે, એ ભયથી એણે એક અક્ષર પણ બોલવા પોતાના હોઠ ઉઘાડ્યા નહિ.

"નીરુ, હવે હું કહું એમ એક કામ તું કરીશ?" એક દિવસે હતાશ મોહિત ધીમે અવાજે બોલ્યો.

"શું?"

"તારે માટે, લીલાને માટે મારે સાજા થવું જ પડશે. એક દિવસ સતીશ પાસે લીલાને મોકલીશ?"

"લીલાને શા માટે મોકલવી? હું પોતે જ શા માટે ન જાઉં?" નીરંજનાએ આગ્રહપૂર્વક કહ્યું.

"ના, ફક્ત લીલાને જ મોકલ. સતીશ હાવરામાં મુનસફ છે." મોહિતે થોડીવાર ચૂપચાપ વિચારમાં બેસી રહ્યા પછી રૂંધાયેલા અવાજે કહ્યું.

"હું કેમ ન જઈ શકું એનું કોઈ કારણ જણાવશો?"

મોહિત ચૂપ રહ્યો. પોતાના અંતઃકરણમાં અત્યારે શું થઈ રહ્યું હતું એ કોણ સમજી શકે! પોતાને બચવાની ઇચ્છા ન હતી છતાં ય એને બચી જવાની જરૂર જણાઈ. નહિ તો નીરંજનાનું શું થશે? લીલાનું શું થશે? એ વિચાર એને આજકાલ ખૂબ મુઝવી રહ્યો હતો. એ એકના એક વિચારથી એનું અંતઃકરણ પણ અત્યંત કંપી રહ્યું હતું.

× × × ×

બીજે દિવસે સવારે એક ચાદરવતી આખું ય અંગ ઢાંકી દઇને લીલાને પોતાની સાથે લઇને એક ગાડી ભાડે કરીને નીરંજના દિયરને ઘેર ગઈ. સીડી પર પગ મુકીને એ ઉપર ચઢવા ગઈ પણ એના પગ જ ન ઉપડ્યા. પણ પતિનું અને એના ભયંકર મંદવાડનું સ્મરણ કરીને એ લીલાનો હાથ ઝાલી ધીરે ધીરે સીડી ચઢી ઉપર ગઈ.

"અરે તમે કોણ છો?" અજાણી બાઈને મેડી ઉપર ચઢી આવેલી જોઈ દાસીએ પૂછ્યું.

દાસીને શો ઉત્તર આપવો એની નીરંજનાને સમજ પડી નહિ. જન્મભર સુખમાં ઉછરેલી એ આજે કેમ કરી કહી શકે કે "હું આ મકાનના માલિક પાસે કંઈક ભિક્ષા લેવા આવી છું!"

નીરંજનાને ચૂપ ઉભી રહેલી જોઈ દાસી ઘરમાં ગઈ અને પોતાની શેઠાણીને એક અત્યંત સુંદર યુવતી એના જેવી જ એક અત્યંત રૂપવતી છોકરીને આંગળીએ ઝાલીને આવી બહાર ઉભી હોવાના ખબર આપ્યા. એ વખતે શેઠ–શેઠાણી કોઈ મહત્વની ખાનગી વાતચીત કરતા હતા.

"કોઈ કંઈ માગવા આવેલ હશે; બીજું તો વળી કોણ હોય?" શેઠ બેપરવાઈપૂર્વક બોલ્યા.

"જરા જોઈ આવું છું કે એ કોણ છે!" એ અત્યંત સુંદર યુવતી કોણ છે એ જોવા–જાણવાની જીજ્ઞાસા રોકી ન શકવાથી શેઠાણી બોલ્યા.

શેઠાણીએ બહાર આવી જોયું તો એક પ્રફુલ્લ પ્રદ્મની પાસે એક નાની ગુલાબની કળી ઉભી હતી. શેઠાણી તરૂણ વયની હતી. મનમાં ને મનમાં એ પોતાના રૂપ માટે ભારે ગર્વ રાખતી હતી, પણ આજે એનો એ ગર્વ ગળી ગયો. આવું રૂપ જીંદગીભરમાં કયાંય જોયું નથી એની એને ખાત્રી થઈ ગઈ.

"તમે કોણ છો બ્હેન? શા કામ માટે આવ્યા છો?" શેઠાણી–ઘરધણિયાણીએ એને કોઈક મોટા ઘરની માની વિવેકથી પૂછયું.

નીરંજનાને જવાબ આપવાની ઈચ્છા તો થઈ પણ એના હોઠમાંથી એકે અક્ષર નીકળી શકયો નહિ.

"છોકરી બહુ ડાહી અને રૂપાળી છે. તમારી પોતાની દિકરી છે?"

"હા." નીરંજનાએ હિંમત કરી હોઠ ઉઘાડ્યા. "એ મારી અને તમારી બેઉની દિકરી છે, અને એટલા માટે જ આજે એ તમારી પાસે કૃપાભિક્ષા માગવા આવેલી છે."

કૃપાભિક્ષાની વાત ઘરધણિયાણી ઝટ સમજી શકી, પણ બીજી મોંઘમ ટકોરની વાત એના સમજવામાં એકાએક આવી શકી નહિ.

"તમારી દિકરી તે મારી દિકરી કેવી રીતે કહેવાય?"

"હું એની જનેતા છું, જ્યારે તમે એના કાકી થાઓ છો. એટલે એ તમારી પણ દિકરી જ બરાબર થાયને?"

શેઠાણી–ઘરધણિયાણીને એના આ ખુલાસાએ ભારે આશ્ચર્યમાં મૂકી દીધી.

"તો શું એમના મોટાભાઈએ તમારી સાથે પુર્નલગ્ન કર્યાં છે, ખરૂં ને?"

નીરંજના એના આ સવાલના જવાબમાં નીચું જોઈ ને ઉભી રહી.

ઘરધણિયાણી બધું ય સમજી ગઈ. એના મોઢા ઉપરથી વિસ્મિત ભાવ બદલાઇને ખિન્નતા છવાઈ ગઈ. ઘૃણાથી એના હોઠ કચકચ્યા.

"એમને મળવા આવ્યા છો ને?"

"ના, ભિક્ષા માગવા."

એ પછી નીરંજનાએ બધી યે હકીકત ટુંકાણુમાં કહી સંભળાવી.

"મારી ઉપર દયા ન કરો તો આ નાદાન બાળકી ઉપર પણુ થોડી દયા કરો." એણે એટલું કહી બંને હાથે પોતાનું મોઢું ઢાંકી દીધું.

"બાબુ અંદર છે. એમની પાસે જાઓ." ઘરધણિયાણીએ રોકડું પરખાવ્યું.

"મારે નથી જવું. તમે જ કૃપા કરી મારી આ લીલાને એમની પાસે લઈ જાઓ." કહી લીલાને એની સાથે જવાને નીરંજનાએ ઇશારત કરી. ઘરધણિયાણી મનમાં જરાક હસીને લીલા સામે જોઇ બોલી: "લે, ચાલ. અંદર આવ."

લીલા માતાના મનોભાવ પામી જઈ એની પાછળ પાછળ અંદરને ભાગે ગઈ.

અંદર ઓરડામાં આવી ઘરધણિયાણીએ ઘરધણીને – સતીશ-બાબુને તમામ હકીકત કહી સંભળાવી. સતીશ એ બધું સાંભળીને લાલપીળો થઇ ગયો.

"પાપનું આ ફળ છે. એ ભિખારણુને અહીં આવતા શરમ ન આવી? એને શું? એ તો ફરી પાછી પરણુશે તો ય ચાલશે!" અધિકારના ચશ્મા ચઢાવી અભિમાની બનેલો સતીશ આંખના ભવાં ચઢાવી બોલ્યો.

ગમે તેવી ય ઘરધણિયાણી સ્ત્રી હતી. એ પણુ આ સાંભ-ળીને શરમાઈ ગઈ.

"આ એમની દીકરી છે." ઘરધણિયાણીને એની દેખાવડી ને દયામણા ચહેરાની દીકરીની દયા આવતા એણે એને જરા આગળ કરી.

સતીશના મગજનો પારો સાતમે આસમાને હતો. એણે અંગારા ઝરતી આંખે એ નિર્દોષ બાળકી તરફ નજર નાખી. એ બાપડી એવી તો ડરી ગઈ કે ત્યાંથી તરતજ દોડી બહાર પોતાની આશાભર્યે હૈયે

ઉભેલી મા પાસે આવી એની સાડીનો પાલવ પકડી બોલી: "બા, બા, ઘેર ચાલ." એની આંખોમાં ઝળઝળીયાં હતાં.

જમીન પર બેઠેલી અશક્ત ને નિરાધાર નીરંજના પુત્રીનાં મોઢા પરથી જ મામલો સમજી ગઈ. દીકરીને કેડમાં તેડી લઈ એ તરતજ ઉભી થઈ ગઈ. સતીશનું મર્મવિદારક ને જોશીલા ઘાંટે બોલાયલું છેલ્લું વાકય એને કાને અથડાઇ ચૂકયું હતું.

"લે આ લેતી જા." બહાર આવી ઘરધણિયાણી લીલાના હાથમાં કંઈક આપતા બોલી.

લીલાએ માનાં ગળે બે હાથ વિંટાળીને મોઢું ફેરવી નાખ્યું.

"લે, લે, આ પૈસો." ઘરધણિઆણીએ ફરીથી લીલાને પોતાના હાથમાંની ચીજ લેવા ધીમા અવાજે સમજાવી–લલચાવી.

પણ લીલાએ મોઢું નજ ફેરવ્યું, એટલે લાચાર નીરંજનાએ હાથ લાંબો કર્યો. ઘરધણિયાણીએ ખંચકાતે દીલે એ શુષ્કને ને કંપતા હાથમાં દશ રૂપિઆની નોટ મૂકી.

નિરંજનાની આશાનો અંતિમ મીનારો પણ આજ ક્ષણે જમીન-દોસ્ત થઈ ગયો. એની અવનવી ધારણાઓ ધૂળમાં મળી. દશ રુપરડી જેવી નજીવી દાનની રકમ હાથમાં પડતાં એના હોશ ઉડી ગયા. એને એ મહાભારત દાન લેતા પણ વિજળીના પ્રવાહ સમો આંચકો લાગ્યો. 'કંપતા હાથમાંથી એ નોટ પડું પડું થવા છતાં એણે ડગતા દીલને સાચવી–સંભાળી લીધું. 'આવી તુચ્છ મદદથી માનહાની થશે એવું જાણત તો આવત જ નહિ, બલ્કે વૈધવ્ય અને મૃત્યુ વધુ પસંદ કરત.' એવા વિચારોથી દીલમાં અપમાન ને તીરસ્કારની વેદનાનો જે ઝાટકો લાગ્યો હતો, તેને એણે એટલા માટે મુંગે મોઢે ને આંસુહીન આંખે સહી લીધો કે પોતાની પડતીના સમયમાં કદાચ

આ નવો ક્લેશ વધુ દુઃખદાયક ભાગ ભજવે. નાહકની બોલાચાલી ન થાય ને એ કડવા મ્હેણાં સાંભળવા ન પડે, એ ડરે જ એણે અનિચ્છા છતાં દશની નોટનો ટુકડો હાથની મુઠ્ઠીમાં દાંત પીસી ગમ ખાઈ જઈ બંધ કરી દીધો. કડવો ઘુંટડો સીલબંધ હોઠે ગળી જઈ એ દીકરીને લઈ સપાટાબંધ સીડી ઉતરી બહાર આવી. ગાડી ભાડે કરી એ ઘર તરફ ચાલતી થઈ ગઈ.

આજના વખતમાં સગાં ને વહાલાં કોઈ-કોઈનાં નહિ તે આનું નામ!



નવકિશોરબાબુ હવે મહા ભક્ત બન્યા હતા. આજકાલ એ પોતાનો આખો ય વખત ધર્મ-ધ્યાન, ભક્તિ-સેવા, પૂજા-પાઠ અને દાન-પૂણ્ય કરવામાં જ પસાર કરતા હતા. એમના ઘર પર હવે ફુલ-દોળ, દૂર્ગોત્સવ વિગેરે ધાર્મિક મહોત્સવો ભારે ધામધૂમ અને ઠાઠમાઠથી ઉજવાતા હતા. નવાં નવાં મંદિરો બંધાવી દેવમૂર્તિઓની ધાર્મિક-શાસ્ત્રોક્ત મહાસમારંભો યોજી ને શ્રદ્ધા ને પ્રીતિપૂર્વક પ્રતિષ્ઠાઓ કરાવવા છતાં ય, ઠેરઠેર ધર્મશાળાઓ, અનાથાલયો, અશક્તાલયો અને ઔષધાલયો બંધાવવા છતાં ય, જૂના જળાશયોનો જીર્ણોદ્ધાર કરાવી દેવા છતાં ય, નપાણીયા સ્થળોએ ઉંડા વાવ-કુવાઓ ખોદાવી આપવા છતાં ય એમનાં હૃદયમાં અખંડ જલતી આગ જરા ય શાંત થઈ ન હતી. સાંજ પડતાં જ હરિશપુર દેવાલયોના ઘંટા નાદથી ગાજી ઉઠતું હતું. જમીનદારબાબુના ઈષ્ટદેવના ખાસ મંદિરમાં તો અનુપમ આરતી થતી હતી. એ સમયે ત્યાં વાજતા વિવિધ પ્રકારના વાજીંત્રો અને શરણાઇઓના શબ્દથી ખરેખર કાન બહેર મારી જતા હતા. ધૂપ-દીપની સુગંધથી સારૂં યે ગામ દેવાલય સમું બની જતું હતું.

હરિશપુરમાં એમણે ધર્મની ધ્વજા ફરકાવી હતી. એથી દૂર દૂરથી અભ્યાગતો, દુઃખીઓ, દર્દીઓ અને સાધુસંતો ત્યાં આવતા હતા અને પોતાની આવશ્યકતાઓ અનાયાસે પુરી થઈ જતા એ

જમીનદારબાબુ પર અંતઃકરણના આશીર્વાદની વૃષ્ટિ વરસાવતા હતા–જમીનદારબાબુની 'જય જય' પોકારતા હતા. સાઠ સાઠ ચોમાસા જોઈ ચૂકેલા વૃદ્ધ નવકિશોરબાબુ આજકાલ કોઈ નવજુવાનને ય શરમાવે એવા જોમ અને જોશથી ગામડે ગામડાં ખૂંદી વળતા હતા અને કોઈપણ સ્થાને એક પણ અનાથ કે આતૂર રહેવા પામે નહિ એની ખાસ સંભાળ રાખતા હતા. એમના આ અવિરત યત્નોના પ્રતાપે જ હવે હરિશપુરમાં કે એની આસપાસના દૂર દૂર સુધીના પ્રદેશમાં કોઈ ક્ષુધાતૂર કે તૃષ્ણાતૂર શોધ્યો જડતો ન હતો.

નીરંજના જે વર્ષે વિધવા થઈ એ વર્ષથી નવકિશોરબાબુના ઘરમાં દુર્ગાપૂજા બંધ કરવામાં આવી હતી. ત્યાર પછી કલકત્તાથી પાછા આવીને એ વર્ષથી જ એમણે પોતાના ઘર–આંગણે મહોત્સાહ-પૂર્વક દુર્ગાપૂજાનો સમારોહ કરવાની પુનઃ શરૂઆત કરી હતી.

મોડી રાત સુધી પ્રભુ ભજન કરીને સુવા છતાં ય નવકિશોરબાબુ બ્રાહ્મમુહૂર્તમાં–પરોઢીએ ચાર વાગે ઉઠીને શૌચક્રિયાથી પરવારીને પ્રભાતીયા ગાતા ગાતા ગંગાજીએ જતા હતા. ગંગાસ્નાન કરી લઇને ભીને કપડે–અંગ પર ફક્ત એક ઉપરણું ઓઢીને એ દેવપૂજા માટે પોતાના હાથે જ ફુલો વીણવાને બગીચામાં જતા હતા. ફુલો વીણી લાવીને એ દેવસેવા માટે હાર ગૂંથતા હતા. ત્યાર પછી એ પોતાના ઈષ્ટદેવની ભક્તિભાવથી પૂજા કરવામાં–ગીતાનો પાઠ કરવામાં લાંબો વખત વીતાવતા હતા. બસ, આ એમનો નિત્યક્રમ હતો.

× × × ×

આજે પણ નવકિશોરબાબુ એમના નિત્ય નિયમ મુજબ વહેલી સવારે ગંગાસ્નાન કરી અંગ પર ઉપરણું ઓઢીને દેવની સેવા–પૂજા માટે બાગમાં ફુલો વીણતા હતા.

ઉષાના કિરણો હજુ યે આકાશમાં ફૂટ્યા ન હતા. અંધારામાં ફુલના છોડ ઝુમખાં ઝુમખાં જેવા દેખાતા હતા. પંખીઓ હજી ઝાડ પર જ – પોતાના માળાઓમાં બેઠાં બેઠાં કિલકિલ અવાજ કરી રહ્યા હતા. માણસો પણ હજી જાગ્યા ન હતા.

ફુલ વીણુતા વીણુતા નવકિશોર બાબુ એકદમ ચમકીને ઉભા રહી ગયા. પોતાની તદ્દન નજદિકમાં જ કોઈ એક વ્યક્તિ ઉભી રહી હોય એમ એમને ગાઢ અંધકારમાં જણાયું. એ કોણ છે એ જાણવા–જોવા જેટલા પોતે સાવધ થાય એ પહેલાં તો એ અંધારામાં ઉભેલી વ્યક્તિએ એમના પગમાં પડી બન્ને હાથે એમના પગ પકડી લીધા.

"અરે! તું કોણ છે?" નવકિશોરબાબુએ દયાભીના કંઠે પૂછયું.

પગ પકડીને બેઠેલી વ્યક્તિએ કંઈ જ જવાબ આપ્યો નહિ, પરંતુ એનાં દીલની ઉંડાણમાંથી ઉપરાઉપરી નીકળતા નિસાસા એમને કાને અથડાયા. એટલું જ નહિ પણ એમને પોતાના બંને પગો ગરમ પાણીથી ભીંજાતા હોય એમ લાગ્યું. એ ઉપરથી એ સમજી ગયા કે એ અણજાણ વ્યક્તિ કોઈ અગમ્ય દુઃખથી ચોધાર આંસુએ રડી રહી હતી.

"અરે પણ તું છે કોણ? તને શું દુઃખ છે? તારે શું જોઈએ છે?" નવકિશોરબાબુએ એ વ્યક્તિને હાથ ઝાલી ઉભી કરવાનો યત્ન કરતાં દીલાસાજનક અવાજે પૂછયું.

એ વ્યક્તિ નવકિશોર બાબુના પગ છોડી દઈ જરા દૂર ખસીને બેઠી. હવે નવકિશોરબાબુએ જોયું કે એ વ્યક્તિ એક અભાગીની અબળા હતી.

"કહે બ્હેન, તને શું દુઃખ છે? શાની જરુર છે?" નવ-કિશોર બાબુએ લાગણીથી નીતરતા હૃદયે પૂછયું.

"દાદા બાબુ!" એ સ્ત્રીના કમનસીબ મોઢામાંથી કેવળ આટલો એક જ અત્યંત કરુણાભર્યો શબ્દ બહાર પડ્યો.

નવકિશોર બાબુનું આખું ય અંગે ધ્રુજી ઉઠયું. એ એકદમ ઉઠીને ઉભા થઈ ગયા. "દાદા બાબુ! મને એ સંબોધને સંબોધતો એ કોનો સ્વર!" વૃદ્ધ વયે પોતાની ઝીણી આંખો એ અણજાણને ઓળખવા એમણે ખૂબ ખેંચી.

એ તરુણ યુવતી ફરી પાછા નવકિશોર બાબુના પગ પકડી લઈ ગદ્દગદ્દ કંઠે બોલી: "એ તો હું દાદા બાબુ! તમારી......" છેલ્લો શબ્દ એનાં મોઢામાં જ બાકી રહી ગયો.

નવકિશોર બાબુ એને ધ્રુજતે હાથે ઉભી કરી ફૂલના ઝાડની છાયા નીચેથી ખુલ્લા સ્થળમાં લાવ્યા. નીચું મોઢું એક હાથે ઉંચું કરી સ્થિર નેત્રે એને ઓળખવાનો એમણે યત્ન કર્યો. ક્ષણવારમાં જ એ એને ઓળખી સ્તંભિત બની બોલી ઉઠ્યાઃ "તું...તું...મારી..."

"હા, હું દાદાબાબુ, હું તમારી નીરૂ છું. આજે લાંબે વખતે હું તમારી ક્ષમા માગવા આવી છું. દાદાબાબુ, તમે મને ક્ષમા નહિ આપો?" નીરંજના કરુણાભર્યા મોઢે બંને હાથ જોડીને પ્રણામ કરી બોલી.

કોઈ ધર્મચુસ્ત બ્રાહ્મણ ભૂલમાં અછૂતથી અભડાઈ ગયા પછી જેવો તિરસ્કાર અને ઘૃણાપૂર્વક દૂર ખસી જાય એમ નવકિશોર બાબુ એના સ્પર્શે સૂગાઈને હવે એનાથી એકદમ દૂર ખસીને ઉભા રહ્યા.

"હતભાગિની, આટલા દિવસે પાછી તું તારૂં કાળું મોઢું લઈ અહીં શા માટે આવી?" ગંભીર સ્વરે નવકિશોરબાબુ તિરસ્કારપૂર્વક બોલ્યા.

ડુસકાં પર ડુસકાં ભરતી નીરંજના ફરીને એમની તરફ દોડી એમના પગમાં પડવા ગઈ.

"દૂર રહે! અજાણતામાં તો તેં મને અભડાવ્યો છે, પણ હવે જાણી જોઇને મને એ પાપનો ભાગી બનાવતી નહિ—અભડાવતી નહિ." નવકિશોરબાબુ બે કદમ પાછા ખસી જઈ બોલ્યા.

"ભલે, દાદાબાબુ, હું તમને તમારી ઈચ્છા વિરુદ્ધ અભડાવી દુઃખી નહિ કરૂં." નીરંજના નીચું મોઢું રાખી આ અપમાનનો પ્રહાર ગળી જઈ થોડીવાર ઉભી રહીને ગમ ખાઈ જઈ બોલી: "અસ્પૃશ્યા છતાં ય હું આપની એ જ અભાગીની નીરંજના—નીરુ છું. મને ક્ષમા કરો."

"મારી નીરંજના! મારી નીરુ! મારી એ નિર્દોષ નિષ્પાપ દીકરી તો કયારનીય મરી પરવારી છે. તું તો મને બાળવા–મારો જૂનો ભૂલાયલો ગમ ફરી જાગ્રત કરવા આવનાર મારી સુખશાન્તિની દુશ્મન ઘોર પાપીની......કલંકીની......"

"બસ કરો, દાદાબાબુ, બસ કરો. બળેલીને કૃપા કરી વધુ ન બાળો. આજ મને અવગણુવાનો–ઠોકરે મારવાનો નહિ પણ મારી દયા ખાવાનો વખત છે. આજે તમારી આ નીરંજનાનું સર્વનાશ થયું છે. આજે હું તમારી પાસે મારી ભૂલની ક્ષમા માગી ભિક્ષા માગવા આવી છું. મને ફરી એકવાર અપનાવી લ્યો, દાદાબાબુ. તમારી દયાના ઝરણાંથી કંઈ કેટલાનાં દુઃખ–દારિદ્ર ફેડાયાં છે. તમારી નજરે હું કદાચ પાપિષ્ઠા હોઈશ પણ કેટલાયે પાપિષ્ઠો પણ તમારી દયાથી પાવન થઈ ગયા છે, કેટલાયે અસ્પૃશ્યો તમારા આંગણે આવી ઉદ્ધાર પામ્યા છે. અને એ બધું જાણીને જ હું તમારી પાસે થોડીક દયા–ભિક્ષા માગવા આવી છું. કહો જોઉં, મારી યાચના પાછી ઠેલશો? હું આશાભરી તમારે આંગણેથી હતાશ બની ભિક્ષા વિના પાછી ફરીશ?" કાળજાના કટકા થઈ જાય એવા કરુણ શબ્દોમાં એણે વિનંતી કરી.

"ભિક્ષા! શાની ભિક્ષા?" વૃદ્ધ શરીરે ભવાં ચઢાવી લાલચોળ આંખે પ્રશ્ન પૂછયો.

"મારા પતિદેવ લાંબો વખતથી બિમારીને બિછાને પડ્યા છે. એમની દવા–દારુ તથા ઘરમાં ખાવાપીવા માટે એક પાઈ પણ નથી રહી." એ તૂટતી જબાને જેમતેમ બોલવા લાગી.

"અને એટલા માટે તું મારી પાસે દયાની મદદ માગવા આવી છે." નવકિશોરબાબુ ધુવાંપુવાં થઈને બોલવા લાગ્યા. "જ્યારે તારા પિતાએ અને તેં મારી સમજાવટની ઉપરવટ જઈ પુનર્લગ્નનું ગોઝારું પગલું ભરી મારી પ્રતિષ્ઠાના પેટમાં છૂરી ભોંકી હતી, મારાં અંતઃકરણમાં આગ સળગાવી હતી ત્યારે શું તમે કોઈએ મારા પર

દયા કરી હતી? મારી સામાન્ય વિનંતી પણ સાંભળવાની સભ્યતા દાખવી હતી? મારા માનસિક દુઃખનો જરા યે વિચાર કર્યો હતો? ઘરડે ઘડપણે શોક–તાપથી વિહ્વળ બની પગે પડી કરેલી કાકલુદીઓ પ્રત્યે તમે કિંચિત માત્ર પણ ધ્યાન આપ્યું હતું? અજ્ઞાનતા, રુઢી–ચુસ્તતા કે પછી સમાજભીરુતાથી થયેલી મારી ભૂલને ભૂલી જવા ઉદાર બની તમે મને ક્ષમા આપી હતી? ચાર દિવસના ચાંદરણા જેવા ક્ષણિક સુખ માટે બાપદાદાનો ધર્મ તજી દીધો હતો ત્યારે આ બુઢ્ઢાના એ શબ્દો પણ શાંતિથી તમે સાંભળયા હતા?"

"તમે મહાન છો, ધર્માત્મા છો; અમે પામર છીએ, પાપિષ્ઠ છીએ. તમે મહાનુભાવ થઈને ક્ષમા નહિ કરો તો બીજું કોણ કરશે?" નીરંજના ડુસકાં ભરતી ભરતી બોલી.

"હું એવો કોઈ મહાન કે ધર્માત્મા નથી. હું પણ એક સામાન્ય માનવી છું. વિમલાચરણે જ્યારે કાગળ લખીને ક્ષમા આપવા માગણી કરી હતી, એક વખત રુબરુ મળવાની ઈચ્છા વ્યક્ત કરી હતી, જીવતા-જાગતા એક વખત મળવા–ભેટવાની અંતઃકરણની ઈચ્છા પૂર્ણ કરવાને નમ્રતાભરી વિનંતિ કરી હતી, ત્યારે જો હું મહાન કે ધર્માત્મા હોત તો ચૂપ રહી શકત કે? અને તું–નીરંજના મારી ક્ષમા માગે છે? મારો વિમલાચરણ અને તું એકજ છે–તુંય આખર પણ એનું જ ફરજંદ છે. એ મૃત્યુકાળે ક્ષમા મેળવી શકયો નહિ તો શું તું મેળવી શકીશ? ધર્મ શું એટલો દુર્બળ છે? હું શું એટલો બધો મોહથી પરવશ છું?"

"ત્યારે શું ક્ષમા અને કૃપાભિક્ષા નહિ જ આપો? તમારામાં એ ભૂતકાળનાં અગાધ સ્નેહનું જરા જેટલું ય ઝરણું બાકી નથી રહ્યું દાદાબાબુ?"

"ના...ના...ના. એ ભૂતકાળ હું ભૂલી ગયો છું. તેં પુનર્વિવાહ કીધા ત્યારથી જ મેં તારા ને તારા પિતાના નામનું નાહી નાખ્યું છે. હવે તમારે ને મારે કંઈ જ–કોઈ જાતનો સંબંધ રહ્યો નથી. જાવ..."

કહી નવકિશોર બાબુ મોઢું ફેરવી પોતાનાં મકાન તરફ સપાટાબંધ ચાલતા થઈ ગયા.

"દાદાબાબુ, દાદાબાબુ, ક્ષમા...ક્ષમા કરો!" છાતીફાટ રૂદન કરતી નીરંજના આવેશભેર બે ચાર ડગલા દોડી ઠોકર વાગતાં જમીન પર ઢગલો થઈ પડી.

નવકિશોર બાબુએ મકાનના ઓરડામાં દાખલ થઈ ધબ દઇને જોરથી બારણું અંદરથી બંધ કરી દીધું.

× × × ×

મોહિત ઓરડામાં મેલીઘેલી પથારીમાં પડેલો હતો. એની છેક પાસે બેસીને નાનકડી લીલા પોતાના નાના કોમળ હાથમાં પંખો લઈને પિતાને ધીમે ધીમે પવન નાખતી હતી.

"લીલા, ગાડીનો અવાજ સંભળાય છે. જો તો ખરી તારી બા આવી કે?" મોહિત ધીમે અવાજે બોલ્યો.

લીલાએ બારી પાસે જઈ બહાર ડોકીયું કરી જોયું.

"ના બાપુજી, એ તો બીજા કોઈની ગાડી છે." લીલા વ્હીલે મોઢે પાછી ફરી પિતા તરફ જોઈ બોલી.

મોહિતનાં ઘરમાં હવે એકે ય નોકરચાકર ન હતો. ફક્ત જૂનો ને વફાદાર નોકર નિતાઈ રાજીખુશીથી રજા આપવા છતાં ય ઘણો-ખરો ઘરમાં જ રહેતો હતો. એને અને લીલાને ભરોસે મોહિતને છોડી નીરંજના નવકિશોર બાબુ પાસે દયાની ભિક્ષા માગવાને હરિશ-પુર ગઈ હતી. હવે એની પાસે પૈસા રહ્યા ન હતા એટલે ડૉકટર પણ મોહિતની તબિયત તપાસવા ઘેર આવતો ન હતો. એક દિવસની દવા પણ હવે તો બે દિવસ સુધી ચલાવી લેવી પડતી હતી.

આજે બે દિવસથી નીરંજના હરિશપુર ગઈ હતી અને ઘરમાં પૈસા હતા નહિ એટલે દવા પણ લવાઈ ન હતી. મોહિત પણ પોતાનાં શરીરના પલટાયલા રંગઢંગ જોઈને મનમાં સમજી ગયો હતો કે હવે પોતે ઝાઝા દિવસ જીવી શકશે નહિ. શરીરમાં દર્દ દાખલ

થયાને આજે દોઢ વર્ષ કરતાં વધુ સમય થઈ ગયો હતો. કયાં સુધી એક જ પથારીમાં પડ્યા રહીને શ્રાન્ત–કલાન્ત પ્રાણ નભી શકે? હવે પહેલાનાં જેવું શરીર પાછું થઈ શકે એવી કોઈ આશા નહોતી રહી.

"મકાન ધણીએ ચાર મહીનાનું ભાડું ચઢી ગયું હોવાથી ઘર ખાલી કરવાની નોટીસ આપી છે, એટલે હવે આપણાથી વધુ દિવસ અહીંયા રહી શકાશે નહિ." નિતાઈએ આવીને આંસુ ટપકતી આંખે મોહિતના હાથમાં નોટીસ મુકી.

"હેં બાપુ! ત્યારે હવે આપણું શું થશે?" લીલા આ ખબર સાંભળી એકદમ રડી પડી.

"રડીશ નહિ લીલાબ્હેન!" નિતાઇએ સાન્ત્વના આપવા માંડી. "હું હમણા જ જઇ બીજું ઘર ભાડે રાખી આવું છું." એટલું બોલી એ નીમકહલાલ નોકર મોહિતને નમસ્કાર કરી ઝડપભેર બહાર ચાલ્યો ગયો.

સૂતા સૂતા મોહિતે નોટીસપત્ર ઉશીકા નીચે મૂકયો. એ પછી એ નંખાયલે અવાજે બોલ્યો: "લીલા, જોને બેટા, હજુ તારી બા કેમ ન આવી?"

પણ લીલા ઉભી થાય ત્યાં તો ધીમા પગલે ચોરની જેમ નીરંજના ઓરડામાં આવી ગુપચુપ મોહિતના માથા પાછળ જઈ બેસી ગઈ.

"તું આવી? આહ્! કહે શી ખબર લાવી?" નીરંજના તરફ આંખોની અમીહીન પણ આશાભરી કીકીઓ ફેરવતો મોહિત બોલ્યો.

પણ નીરુ જેમની તેમ બેસી રહી. એણે મુંગે મોઢે પોતાનો જમણો હાથ માંદા પતિના કપાળે મૂકી નિસાસો નાખ્યો.

પિતા તો એટલામાં જ બધું સમજી ગયો, પણ સાથે પુત્રી પણ હવે એટલી જ સમજણી થઈ ગઈ હતી. એ પણ માતાના મનની સ્થિતિ બરાબર જાણી ગઈ.

"બા!" માતાને ચૂપચાપ આવીને બેઠી રહેલી જોઈને અંતકરણમાં અતિશય ભયભીત બનવા છતાં ય લીલા મીઠા સ્વરે બોલી.

નીરંજનાએ નાક પર આંગળી મૂકી લીલા સામું જોયું.

હતાશ માતાનાં હૈયાની વેદના લીલા સમજી ગઈ. બંને હાથે મોઢું ઢાંકી દઈ એ રડવા લાગી. નીરંજનાએ એની સામેથી પોતાની નજર ફેરવી લીધી. મોહિતના મંદવાડથી પીળા ફક્ક થઈ ગયેલા ચહેરા સામે એકીટશે જોતી એ ચૂપચાપ માથું દાબતી બેસી રહી.

"લીલા, બેટા, તું કેમ રડે છે?" ક્ષીણ અવાજે મોહિત બોલ્યો. "રડતી નહિ બેટા! રડીને તારા માંદા બાપને ન રડાવ બ્હેન! મારાથી આ બધું જોયું નથી જતું દિકરી!"

પિતાની આંખમાં પાણી આવેલાં જોતાં અને બાપુજીને પોતાના રડવાથી દુઃખ થાય છે એ સમજતાં એણે રડતી બંધ થઈ જઈ પોતાની આંખો લુછી નાખી.

× × × ×

ઘરધણી તરફથી આવેલી નોટીસ મોહિત નીરંજનાના હાથમાં મુકી ચૂક્યો હતો. એ વાંચી રહી હતી, ત્યાં તો નોકર નિતાઈ બીજું ઘર ભાડે રાખીને ત્યાં જઈ રહેવાનો પૂરતો બંદોબસ્ત કરીને પાછો આવ્યો. રસ્તા પરથી પાલખી ભાડે કરીને પણ એ પોતાની સાથે લેતો આવ્યો હતો. મોહિતને એણે નીરંજનાની સહાય લઇ આસ્તે રહીને પથારીમાંથી ઉંચકીને પાલખીમાં બેસાડ્યો. લીલા પણ પોતાની મેળે જ પાલખીમાં ચડીને બેસી ગઇ, અને ડાહી ડમરી થઈને પિતાને ધીમે ધીમે પંખાવતી પવન નાખવા લાગી. સાચવીને આંચકા ન આવે એમ ધીમે પગલે પાલખી ઉંચકવાની ભોઈઓને સૂચના આપી નિતાઈએ વિદાય કર્યા.

"બા, હવે તમારે માટે ગાડી લઈ આવું ને?" ઘરમાંની તમામ વસ્તુઓ અને કપડાંલત્તા એકઠા કરી ગાંસડા-પોટલાં બાંધી લીધા પછી નિતાઇએ નીરંજનાને પૂછયું.

"પણ ગાડી ભાડે લાવવાના પૈસા ક્યાં છે?" દુઃખના ઉપરાઉપરી ભારથી છેક જ દબાઈ ગએલી ગૃહલક્ષ્મી બોલી.

"મારો કંદોરો મેં વેચી નાખ્યો છે, એટલે મારી પાસે પૈસા છે."

"એ રહેવા દે. બે દિવસ બાબુજી માટે દવા-દુધ લાવવા માટે કામ આવશે. લે ચાલ, આપણે ચાલતા જ ચાલ્યા જઈએ. સ્ટેશનેથી પણ હું હમણા ચાલતી જ ઘેર આવી છું." એટલું કહીને નિરંજના ઉભી થઈ. કપડાંલત્તાની બે પોટલીઓ હાથમાં ઉઠાવી એ ઘરની બહાર નિકળી. મકાન છોડી જતાં એની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. એ એને છેલ્લીવાર અવલોકી લેવા જરા વાર પીઠ ફેરવી થોભી ગઈ.

"બા, ચાલો ને. પાલખી તો પહોંચી જવા આવી હશે!" નીરંજનાને થંભી ગયેલી જોઇ નિતાઈ બોલ્યો.

નીરંજના સચેત થઈ. કંઇ પણ બોલ્યાચાલ્યા વગર આગળ વધી. પાછળ નિતાઈ આંખ લુછતો લુછતો બાકીના ગાંસડા-પોટલા માથે ચઢાવી-બગલમાં મારી ચાલવા લાગ્યો.

× × × ×

શહેરના એક ગરીબ અને ગંદા લત્તામાં એ નવું ઘર આવેલું હતું. એમાં હવા-ઉજાસનું નામોનિશાન ન હતું. એ નાની અંધારી ખોલીમાં ભોંય પર છાણની ગાર દીધેલી હતી. નીરંજનાએ એ ખોલીમાં દાખલ થઇ જમીન ઉપર જલદી પથારી પાથરી દીધી. નિતાઈએ અને પોતે મોહિતને આસ્તેથી પાલખીમાંથી ઉંચકીને ખોલીમાં લાવી પથારીમાં સુવાડ્યો. પથારીમાં સુવાડતી વખતે નીરંજનાએ જોયું કે મોહિત મૂર્છામાં હતો. એ વહેમાઈ અને તરતજ એનું માથું પોતાના ખોળામાં લઈ અચળ પત્થરની મૂર્તિની જેમ એની તરફ એકી ટસે જોતી બેઠી. એની આંખમાં આ વેળા આંસુનું એક પણ બિન્દુ ન હતું. ચારે દિશામાં ભયંકર ભૂકંપ થઈ રહ્યો હોય એવા ઘોર એને કાનમાં ગુંજવા લાગ્યા. મૃત સત્યવાનના શબને ખોળામાં લઈ બેઠેલી સતી સાવિત્રીની માફક એ

મૂર્છિત પતિને ઉચ્છરંગમાં લઇ અત્યારે બેઠી હતી. પોતાની જાતનું એને જરા યે સાનભાન ન્હોતું રહ્યું. નિતાઈ અને લીલાના પુષ્કળ પ્રયત્નોથી થોડી વારે મોહિત કંઈક શુદ્ધિમાં આવ્યો.

" તમને બ્હીક લાગે છે ?" આંખોની પાપણ ઉઘાડી નીરંજનાની સામે જોઈ મોહિત મંદમંદ અવાજે બોલ્યો. "રસ્તાના હલનચલનના આંચકાઓથી મને છાતીમાં ખુબ દુઃખાવો થઈ આવ્યો છે. એટલેજ... બીજું કંઈ નહિ." એટલું બોલી એણે છાતીની ગભરામણ અટકાવવા જોરથી છાતી દબાવી.

સ્વામીને શુદ્ધિમાં આવેલા જોઈ નીરંજનાના જીવમાં જીવ આવ્યો. પિતાને પાછા બોલતા સાંભળતાં લીલાના આનંદનો પણ પાર ન રહ્યો.

× × × ×

ઘોર અંધારી રાત હતી. સર્વત્ર ગંભીરતા પથરાયેલી હતી. આખો ય દિવસ પોતાના અન્નદાતા—શેઠની સેવાચાકરી અને ઘરનું કામકાજ કરીને થાકીને લોથપોથ થયેલો નિતાઈ ખોલીના એક ખૂણામાં પગના ટુંટીઆ વાળીને બેઠો બેઠો જ આંખો મીંચી ગયો હતો. પડખામાં લીલા ભરઉંઘમાં પડી હતી. એક ખૂણામાં ફાનસ ધીમો ધીમો પ્રકાશ ફેંકી બિહામણી ખોલીને અજવાળી રહ્યું હતું. જમીન પર પાથરેલી મેલીઘેલી પથારીમાં પડેલાં મોહિતના મનમાં અનેક ચિત્રવિચિત્ર વિચારો ઘોળાઈ રહ્યા હતા. નીરંજના અને લીલાનો વિચાર આવતાં એ અત્યંત આકુળ–વ્યાકુળ બની ગયો. એનામાં કોઈ અકારણ ભયે સંચાર કરવાથી એ ભયભીત થઈ ગયો. એની છાતીનો દુઃખાવો એકદમ ઉછાળો મારી આવ્યો.

" નિરૂ !" એણે ઓચિંતી ગભરાટભરી બૂમ મારી.

" શું કહો છો ?" પાસે જ માથું દાબતા દાબતા ઝોકું ખાઈ ગએલી નીરુએ ચોંકીને જવાબ દીધો.

" અહીં આવ. મારી છેક પાસે આવીને બેસ. મારે તારું મોઢું જોવું છે."

નીરંજના માથા આગળથી ખસીને મોહિતના પડખામાં જઈ બેઠી. પતિને ગભરામણુ થઈ રહી છે એમ સમજી જતાં એને વાર ન લાગી. સૌભાગ્યના દિવસ ભરાઈ ચૂકયા છે, કાળ ચોઘડીઆની નોબત વાગી રહી છે, એમ એના અંતરાત્માએ પોકારતા એ એની છાતી પર માથું નાખી દઈ રડી પડી.

"નીરુ, રડ નહિ. લીલા જાગી ઉઠશે." મોહિતે ધીમે સાદે તેનો હાથ હાથમાં લઈ પોતાની આંખે અડાડતાં કહ્યું.

છતાં નીરંજનાનાં ડુસકાંનો અવાજ ઘટવાને બદલે ઉલટો વધતો જ ચાલ્યો.

"નીરુ, હવે મારી ઘડીપળ ગણાઈ રહી છે. આ ટમટમી રહેલા જીવન–દીપકનાં દેહરુપી કોડીઆમાંથી તેલ ખૂટી ગયું છે. આ જન્મે મને મેળવી તેં કોઈ સુખ નથી મેળવ્યું. ઈશ્વર પાસે યાચ કે તારી ને મારી ઉભયની અધુરી આશાઓ આવતે જન્મે..."

પતિનાં મોઢાંમાંથી છેલ્લા શબ્દો નીકળતાં પહેલાં નીરંજનાએ એમને મોઢે હાથ દાબી દીધો.

"નસીબમાં સુખ લખાયું હોત તો વળી આ જન્મે જ ન ભોગવત! મૃત્યુ પછીનાં પુનર્મિલન અને દુઃખ પછીનાં સુખની કલ્પના કેવળ દુઃખી આત્માને દીલાસો દેવાની દવા જેમ છે. કોને ખબર, હજુ આ કમનસીબીનાં નાટકનાં કેવાં ક્રૂર પ્રવેશો નિહાળવાનું મારે માટે સર્જાયું હશે!" રુંધાયલાં હૃદયે એણે અંતર ખોલી નાખ્યું. એની આંખોમાંથી ખળખળ ટપકતાં ઉનાં આંસુઓ મોહિતના અંગ પર પડી એને ભીંજવવા લાગ્યા.

"શું તને શ્રદ્ધા–આસ્થા–વિશ્વાસ નથી?" મોહિતે નીરંજનાના હાથ હોઠે મુકી ચુમી લેતાં કહ્યું. આપણે શા માટે પાછાં નહિ મળીએ? શું આપણા આ વિવાહ–લગ્ન સિદ્ધ નથી? શું તું મારી પરિણિતા ધર્મપત્ની નથી? તેં કોઈ એવું પાપ કીધું છે? કુદરતનો અપરાધ કીધો છે?"

"દુનિયા–સમાજ–શાસ્ત્ર એમ જ માને છે."

"માનવા દે. તું ને હું નથી માનતા એટલે બસ. આપણાં દીલ પવિત્ર છે એટલે બસ."

"તમારા ભાઈ–ભાભી ને મારા દાદાબાબુ એમ માને છે કે મેં દેહલગ્નની વિધાતાએ પુનર્લગ્ન કરવામાં–પ્રભુતામાં પગલા ભરવામાં ઘોર પાપ કીધું છે. અને આ–અત્યારે હું જે ભોગવી રહી છું તે તેનું જ ફળ છે."

"એ લોકો ભલે માને. તું તો નથી માનતી ને?"

"મને તો કંઈજ સમજ નથી પડતી. કદાચ જો મારૂં આ પગલું પાપ હોય, તો પણ આ પાપનું ફળ હશે, કે પાપનું પ્રાયશ્ચિત્!"

"એમાંથી એકે નહિ." મોહિતે નિશ્વાસ નાખી જવાબ દીધો.

"તો પછી આ આપત્તિનો પહાડ તૂટવાનું એવું કોઈ કારણ?"

"એ અકળિત કળાના કર્તા કીરતારને એ પ્રશ્ન પૂછ. એનો જવાબ આપવો માનવ શક્તિની બહાર છે."

એટલું કહી એણે આંખો મીંચી દીધી.

× × × ×

એમને એમ બાકીની રાત વીતી ગઈ અને સવાર પડી. ધીરે ધીરે સૂર્ય–કિરણોનો આછો પ્રકાશ એ ખોલીમાં દાખલ થયો.

"લીલા!" મોહિતે બૂમ મારી.

"કેમ બાપુજી?" પિતાની પાસે જઈ લીલા બોલી.

"આવ બેટા, હું જાઉં છું. દૂર દૂર દેશની સફરે. મને મળી લે. દીકરી, ડાહી થજે, સુખી થજે. મારા આશીર્વાદ છે." મહામહેનતે પોતાનો દુબળો હાથ લીલાનાં માથા પર ફેરવતો મોહિત તેના ગાલો વારંવાર ચુમી રડી પડ્યો.

લીલાથી પણ આ દેખાવ જોઈ રહેવાયો નહિ. એ પણ ગળગળી થઈ જઈને મોટેથી રડતી રડતી છેલ્લો શ્વાસ લેતા બાપુને કોટે જોરથી બાઝી પડી.

"નિરુ...ઓહ્...મને છાતીમાં સખત બળતરા ને ગભરામણ થાય છે. મારી આંખે પણ અંધારાં ફરી વળે છે. મારી પાસે આવ, મારો હાથ પકડ......"

નીરંજનાએ ધ્રુજતા હાથોમાં મોહિતના હાથો પકડી લીધા. નિતાઈ પણ ત્યાં દોડી આવ્યો.

"હું જાઉં છું. નિરુ, લીલા, નિતાઈ......હું ઉપર...એમની પાસે જાઉં છું. હવે હું એમને જ—પ્રભુને જ પૂછીશ કે આપણા આ વિવાહ—લગ્ન સિદ્ધ ખરા કે નહિ? તું મારી ધર્મપત્ની ખરી કે નહિ? હું તમને એના જ ચરણમાં મુકીને જાઉં છું. એ પતિતપાવન કહેવાય છે. તું પતિત હશે તો ય એ તારી—પતિતાની સંભાળ રાખવા બંધાયલો છે. ઓહ્......ઓહ્......પ્રભુ......ઈશ્વર......"

પ્રાણ—પંખી જડ શરીર—પિંજર છોડી પાપણના પલકારામાં ઉડી ગયું.



## ૧૫

ઉષાના આછા આછા કિરણો રાતના ગાઢ અંધકારથી આવરાયેલી અવનીને અજવાળવાના અવિરત યત્ન કરી રહ્યા હતા. પંખીઓ ઝાડ પર પોતાના માળામાં જ બેઠા બેઠા હજી કિલકિલ અવાજ કરી રહ્યા હતા. માનવીઓ હજી ઉઠ્યા ન હતા. સર્વત્ર ગંભીર નિરવતા છવાઈ રહી હતી.

નવકિશોર બાબુ ગંગાસ્નાન કરી આવીને પોતાના વિશાળ મકાનમાં આવેલી એકાંત દેવસેવાની ઓરડીમાં જઈને પૂજા-પાઠ કરવા બેઠા હતા. સામે જ પંચપાત્ર, આચમાની, તરભાણી વિગેરે પૂજાના પાત્રો ચાંદીની ચકચકીત દીવીઓમાં પૂર્ણ જ્યોતથી ઝળહળી રહેલાં ઘીના દીવાઓના પ્રકાશમાં ચકચકાટ કરતા ચમકી રહ્યા હતા. આરસપહાણના નાના ઓરસીયા પર તાજું જ ઘસેલું સુખડનું ચંદન અને ધીમે ધીમે સળગી રહેલી સુવાસિત અગરબત્તી સર્વત્ર સુગંધ પ્રસારી રહ્યા હતા. પડખે જ શ્રીમદ્ ભગવદ્ ગીતા અને દેવીગીતાની મખમલના સુંદર પૂંઠાવાળી પુસ્તિકાઓ પડી હતી.

આજે નવકિશોર બાબુનું મન દેવસેવા કે પૂજાપાઠમાં ચોંટતું ન હતું. આખીયે રાત એમણે ચિત્રવિચિત્ર વિચારોની ગડમથલ કરવામાં જાગતા સૂઈ રહેવામાં જ પસાર કરી હતી, આજે એમનું મન કોઈ

અગમ્ય અને અકલ્પ્ય કારણથી ખૂબ ઉદ્વિગ્ન થઈ ગયું હતું. પૂજા-પાઠ કરવાથી વ્યાકૂળ મન કંઈક શાંત થશે એમ ધારીને એ હમેશના નિયમ કરતાં ય વહેલા પથારીમાંથી ઉઠીને ઝટપટ શૌચાદિ ક્રિયાથી પરવારીને ગંગાસ્નાન કરવા ગયા હતા. ગંગાસ્નાન કરીને બાગમાંથી દેવસેવા માટે સુગંધિત પુષ્પ વીણી લઈને દેવસેવાની ઓરડીમાં આવ્યા હતા. વેદોક્ત શ્લોકો ભણતા ભણતા શુદ્ધ ગંગોદકથી ઈષ્ટદેવને સ્નાન કરાવી, પ્રેમપૂર્વક ચંદન-પુષ્પ અર્પણ કરી, એમણે અંતઃકરણપૂર્વક આજીજી કરતા કરતા આરતી ઉતારી, પણ એમનાં અંતઃકરણમાં શાંતિનો સહેજે સંચાર થયો નહિ. પડખે પડેલી દેવી-ગીતાની પુસ્તિકા ઉપાડી એમણે નિત્યપાઠ કરવા માંડ્યો પણ એમાં ય એમનું દિલ પરોવાયું નહિ. દેવીગીતા બંધ કરી દઈને નીચે મુકી દીધી. દિલને બહેંકાવવા ઉચ્ચ સ્વરે એમણે હરિનામ સંકીર્તન કરવાનો યત્ન કર્યો પણ ગળામાંથી ખળખળીને એક શબ્દ પણ બહાર નીકળ્યો નહિ. તુરત જ પડખે પડેલી ગીતા પર એમની નજર પડી. અન્યમનસ્ક ભાવે ઉંચકીને એમણે એના પાનાં ઉથલાવવા માંડ્યા. પાનાં ઉથલાવતાં ઉથલાવતાં એકાએક એકાદશ અધ્યાયના વિશ્વરુપ દર્શન યોગના કેટલાક શ્લોકો એમની દ્રષ્ટિએ પડ્યા.

**"वक्त्राणिते त्वरमाणा विशन्ति**
**दंष्ट्राकरालानि भयानकानि ।**
**केचिद्विलग्ना दशनान्तरेषु**
**संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥**

ભયંકર, ને ભીષણ દાઢવાળા
મુખે પ્રવેશે તમ સૌ ત્વરાથી;
દેખાય છે દન્તના મધ્યમાંહી
ચોંટેલા કો મસ્તક ચૂર્ણચૂરા.

**यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा**
**विशन्ति नाशाय समृद्धवेगाः ।**

**तथैव नाशाय विशन्ति लोका-**
**स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥**

પ્રદીપ્ત જ્વાળા મહીં નાશ થાવા,
જેવાં મહા વેગી પડે પતંગો;
વિનાશ કાળે જ વિશાળ વેગી,
લોકો પડે આમ મુખેય તેમ."

શ્લોકો વાંચ્યા–ફરી ફરીને બે ચાર વાર વાંચ્યા પણ એમને સારા લાગ્યા નહિ. એકદમ ગીતા બંધ કરી દીધી અને થોડીવાર આંખો મીચીને એ ચૂપ બેસી રહ્યાં.

પાછા ચંચળ થઈ એમણે ભક્તિભાવથી ગદ્ગદ્ કંઠે ગાવાનો યત્ન કર્યો:—

**त्वमादिदेवः पुरुषः पुराण-**
**स्त्वमस्य। विश्वस्य परं निधानम् ।**
**वेत्ताऽसि वेद्यं च परं च धाम**
**त्वया ततं विश्वमनन्तरूप ॥**

પુરાણ છો પુરુષ આદિ દેવ,
આ વિશ્વનું આપ પરમ નિધાન;
છો જ્ઞેય જ્ઞાતા, પરમ ધામ છો, ને
વ્યાપ્યા વિશ્વે આપ, અનન્ત મૂર્તિ!"

આ જ્ઞાન એમને ગળે જરાયે ઉતર્યું નહિ–એથી એમનું મન સહેજ પણ સ્થિર થયું નહિ. આજે એમના સર્વ પૂજા–પાઠ, સ્તુતિ–સ્તવનો, ભજન–કીર્તનો અને ભક્તિભાવ "દાદાબાબુ, દાદાબાબુ! ક્ષમા કરો"ના નીરંજનાના એ દયાર્દ્ર–કરૂણ કંઠ સ્વરમાં એકાએક લય પામી રહ્યા હતા. આજે એમને એ કરૂણ કંઠસ્વરને ભૂલાવવાને આટલી ઉંમરનો અનુભવ, જ્ઞાનાર્જન, વિનય–વિવેક, વ્યવહાર–કુશળતા કે અન્ય કંઈ પણ કામમાં આવ્યા નહિ.

ઉદ્વિગ્ન મનને શાંત પાડવા માટે–ઉંચા થયેલા જીવને અન્ય માર્ગે વાળવા માટે, ચાલી રહેલી એકધારી વિચારપરંપરામાં પલટો લાવવા માટે નવકિશોરબાબુ ઝડપથી ઉભા થઈ જઈ દેવસેવાની ઓરડીમાંથી બહાર નિકળ્યા ત્યારે સવાર પડી ગઈ હતી. રસ્તા પર માણુસોની અવરજવર શરૂ થઈ ગઈ હતી. જમીનદારીના આલિશાન મકાન–કોર્ટ કચેરીની ચોપાસ આવેલો વિશાળ ફળફુલથી મ્હેંકી રહેલો બાગ વીંધીને એ ફાટકના દરવાજા પાસે જઈ થોડી વાર ત્યાં અન્યમનસ્કે ભાવે ઉભા રહ્યા. ત્યાં એમને ભૂતકાળના પ્રસંગો યાદ આવવા લાગ્યા. એમને સ્મરણુ થયું કે એક દિવસ લગભગ આજ સમયે બહુ જ કરૂણુ સ્વરે અને દયામણે મોઢે એ આજીજી કરતી હતી, કે: "દાદાબાબુ, પાછા મને કયારે અહીં બોલાવી લેશો?" અંતઃકરણુમાં એ યાદ તાજી થતાં જ એમનું સારૂં યે શરીર કોઈ અકલ્પ્ય કંપથી ધ્રુજી ઉઠ્યું. એકાએક એમની આંખે લાલ–પીળા દેખાયાં. અંધારા આવતાં જ એ વાંકા વળી ગયા પણુ ફાટકનો દરવાજો હાથમાં પકડાઈ જવાતાં એ જમીન પર ઢળી પડતા બચી ગયા.

થોડીવાર આ પ્રમાણે અસહાય અવસ્થામાં રહ્યા પછી એ કંઈક સચેત થયા અને ટટાર થઇ ઉભા. અતીતકાળની ઘટનાઓ પાછી એમનાં અંતઃકરણુમાં મૂર્તસ્વરૂપ ધારણુ કરી એમને. સંતપ્ત. કરવા લાગી.

"એ દિવસે જેને પોતાની પાસે પાછી લાવવા માટે પ્રાણુ દેહ–પિંજરમાં અત્યંત આકૂળ–વ્યાકૂળ થઇ ધમપછાડા મારી રહ્યો હતો, એ આજે પોતાની મેળે જ મારી પાસે આવી હતી. પગમાં પડી, ચરણુરજ માથે ચઢાવી એ માત્ર ક્ષમાની યાચના કરતી હતી– કેવળ કરૂણાની ભિક્ષા માગતી હતી."

આ કરૂણુ દ્રશ્ય એમની નજર સામે આજે લાંબે સમયે પાછું ખડું થયું! એમની ઉદાસીનતા અધિક વધી ગઈ. થોડીવાર એ એમને એમ સ્થંભી ગયા.

નવકિશોરબાબુ પાછા એકાએક ચંચળ થઇ ગયા. એમનાં વૃદ્ધાવસ્થાને લીધે કરચલી પડેલા મુખપર હિંમત અને સાહસની જ્યોતિ ચમકી રહી. એમનાં ઉદ્વિગ્ન ને હતાશ મનમાં વિચાર સ્ફુર્યો; "ક્ષમા! કોની ક્ષમા? શેની ક્ષમા? શું કોઇને કોઇના દોષનો દંડ દેવાની શક્તિ છે? મૃત્યુલોકમાં શું કોઇએ ધર્મનો ઈજારો રાખ્યો છે? ધર્મને શું કોઇએ બાંધી રાખ્યો છે? આ દીપ્ત સૂર્યની જેમ સર્વ કોઈ આડુંઅવળું જોયા વગર પોતાના ગન્તવ્ય પંથે પળી રહ્યું છે. સામાન્ય મૃત્યુ લોકના માનવીએ ઉડાડેલી ધૂળ જ્યોતિઃસ્વરૂપને જરાપણ સ્પર્શ કરી શકતી નથી; પરંતુ ઉલ્ટી એજ ક્ષુદ્ર માનવીની આંખમાં પડી એને આંધળો બનાવી દે છે. એમાં દોષ કોનો? જે અંધ, અબોધ એ ધૂળથી બંધ દ્રષ્ટિ બનીને માનવ પ્રકૃતિના સારભૂત દયા, સ્નેહ અને કરુણાને કોઈપણ દિવસ થોડીવાર પણ વિસારી દે છે, એ ક્રૂર–નિર્દયના કરતાં શું અન્યનો અપરાધ અધિક છે?"

આવા આવા વિચારમંથને નવકિશોર બાબુને વિશેષ અસ્થિર બનાવી દીધા. આંખે અંધારાં ને મગજે ચક્કર આવતા એ ઢળી પડ્યા અને તીવ્ર માનસિક વેદના અસહ્ય થઈ પડતા એ જમીન પર આળોટવા લાગ્યા. ત્યારે પણ એમના કાનમાં નીરંજનાનો એ કરુણ સ્વર ગુંજીને પ્રચંડ પડઘા પાડી રહ્યો હતોઃ "દાદાબાબુ! દાદાબાબુ! મને ક્ષમા કરો."

બહુવાર પછી નવકિશોરબાબુ નવપ્રતિષ્ઠિત દેવીમંદિરે–દર્શને ગયા ત્યારે મંદિરનો પૂજારી, પુરોહિત અને અન્યબ્રાહ્મણો વિસ્મિત ભાવે એમનાં મોં સામે જોઈ રહ્યાં. આજે એમનાં મોઢાં ઉપર જાણે કોઈ નવીન પ્રકારની છાયા છવાયેલી એમના જોવામાં આવી.

દેવીની સન્મુખ ત્યારે હમેશના નિયમ મુજબ ચંડી પાઠ થઈ રહ્યો હતોઃ

"त्वं वैष्णवी शक्तिरनन्तवीर्या,
विश्वस्य बीजं परमासिमाया ।

**संमोहितं देवि समस्त मे तत्**
**त्वं वै प्रसन्ना भूवि मूक्ति हेतुः ॥**

તમે અનંત પરાક્રમ સંપન્ન એવા વિષ્ણુની શક્તિ હોવાને લીધે આપને વિષે જગતનું પાલન કરવાની શક્તિ છે. તમે સાક્ષાત્ આદિ માયા હોવાને લીધે વિશ્વોત્પત્તિના કારણભૂત મુખ્ય બીજરુપ છો. તેમજ હે દેવી, તમે અવિદ્યારુપે છતાં આ સમસ્ત જગતને સંસારમાં અહમ્–મમતારુપે અતિમોહિત કરો છો, ત્યારે અર્થાત્ હું કોઈને મૂક્ત કરતી નથી કે શું? એવી જો શંકા કરશો તો હું કહું છું કે તમે જેના પર પ્રસન્ન થશો તેને જ આ પૃથ્વીને વિષે તમે મૂક્તિનું કારણ થાઓ છો.

**"या देवि सर्व भूतेषु भ्रान्ति रुपेण संस्थिता ।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥"**

જે દેવી સર્વ ભૂતમાત્રમાં ભ્રાન્તિ રુપે સ્થિત છે તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ.

**"या देवि सर्व भूतेषु दया रुपेण संस्थिता ।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥"**

જે દેવી સર્વ પ્રાણિમાત્રમાં દયા રુપે વાસ કરે છે તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ.

**"या देवि सर्व भूतेषु क्षमा रुपेण संस्थिता ।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥"**

જે દેવી સર્વ પ્રાણિમાત્રમાં ક્ષમારુપે રહેલ છે તેમને અમારા ત્રિવિધ નમસ્કાર હજો.

**"या देवि सर्व भूतेषु स्नेह रुपेण संस्थिता ।**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥"**

જે દેવી સર્વ ભૂતમાત્રમાં સ્નેહ રુપે વાસ કરે છે તેમને અમારા પ્રથમ કહ્યા પ્રમાણેના ત્રિવિધ નમસ્કાર હજો.

આજીવનકાળ સાંભળેલા ચંડીના શ્લોક આજે જાણે કોઈ એક નવીન વાત સંભળાવી રહ્યા હતા. મોહિત, સ્તબ્ધ નવકિશોરબાબુ નીરવ બેસીને એ સાંભળવા લાગ્યા. એમનું મન એનાં શ્રવણે કંઇક શાન્તિ પામ્યું.

\+ + + +

પંદર દિવસ પછી એકાએક એક દિવસ નવકિશોર બાબુને એમના જૂના અને પ્રિય મિત્ર મથુર બાબુ મળવા આવ્યા. બન્ને વચ્ચે અનેક પ્રકારની વાતચીત થઈ.

"કલકત્તાની કાળીના ઘણાય દિવસથી દર્શન નથી કર્યા તો એકવાર જઈને મહાપૂજા કરી આવો!" મથુરબાબુ નવકિશોરબાબુનું અસ્વસ્થ ચિત્ત જોઈ બોલ્યા. "તમારું વ્યાકૂળ જણાતું મન ત્યાં જવાથી શાન્તિ અનુભવશે, માટે એક વાર જઈ આવો."

નવકિશોરબાબુ હમણા કલકત્તા જતાજ ન હતા, પણ મથુરબાબુનું કહેવું સાંભળી એમણે વિચાર્યું: "માનાં દર્શન કરવા માટે કલકત્તા જવામાં શો વાંધો છે?"

અને બીજેજ દિવસે એમણે પોતાનો એ વિચાર અમલમાં મૂક્યો.

* * * *

કાલીઘાટ પર ભારે ભીડ જામી છે. કાલીપૂજા સંપૂર્ણ કરીને કરચલી પડેલા કપાળમાં મોટી ચંદનની અર્ચા કરીને અને ગળામાં પ્રસાદની માળા ધારણ કરીને નવકિશોરબાબુ બંને હાથે છૂટથી પુષ્કળ દ્રવ્યનું દાન કરતા અહીંતહી ઘૂમી રહ્યા હતા. એમને ચારે તરફથી બાલક-બાલિકા, વૃદ્ધ-વૃદ્ધા, યુવક-યુવતીઓ ઘેરી વળીને ભારે કોલાહલ કરી રહ્યા હતા, એટલામાં એકાએક એમની નજર એક બાલિકા પર પડી. એ દૂર ઉભી રહીને એમની દાન પ્રવૃત્તિ દેખી રહી હતી. એના નાના હાથ બે ચાર વાર દાન-દક્ષિણા લેવાને લાંબા થયા અને તુરત જ નીચા નમી ગયા. નવકિશોરબાબુ વિજળીનો આંચકો લાગ્યો હોય એમ ચમકી ગયા. એમના અંતરાત્માની ઉંડાણમાંથી પોકાર ઉઠ્યો: "શું એ મારી નીરંજનાની જ

પુત્રી તો નહિ હોય!" ભૂલાતા ભૂતકાળના પ્રસંગો પાછા તાજા થવા લાગ્યા. "આટલી ઉંમરે એ દોડતી આવીને મારા ખોળામાં બેસી જતી! આજે એ ક્યાં હશે?" આવા વિચાર આવતા એ વિહ્વળ બની ગયા. અભ્યાગતોની ભીડ વીંધીને એ પાગલની માફક દોડીને એ બાલિકા પાસે જઇ પહોંચ્યા.

"તું કોણ છે? બેટા...કહે...શું તું મારી નીરુની યાદગીરી–નિશાની બનીને અહીં આવી છે? કેમ કંઇ બોલતી નથી?" નવકિશોર પાગલની જેમ લવારો કરવા લાગ્યા.

બાલિકા વિસ્મિત થઈ એમનાં મોં સામે જોઈ રહી.

"તને દક્ષિણા મળી નથી? શું તું ભિક્ષા લેતી નથી?" નવકિશોર બાબુ કંઈક સ્વસ્થ થઈ પાછા બોલ્યા.

બાલિકા રડી પડી. આંસુથી છલકાતી આંખે એ બોલી: "મને કોઇ દક્ષિણા આપતું નથી! મને કોઇ ભિક્ષા દેતું નથી!"

"હું તને આપીશ." ચકિત થઈને જોઈ રહેલા પ્રચંડ માનવ–સમુદાયના આશ્ચર્ય વચ્ચે નવકિશોરબાબુએ એ બાલિકાને ઉંચકી લઈ સ્નેહભર્યા સ્વરે કહ્યું: "તારી સાથે બીજું કોઈ અહીં છે?"

"હા, નરેન્દ્રભાઇ છે. એ પણ પેલી તરફ ભિક્ષા માગવા ગયા છે." બાલિકાએ રડતા રડતા જ ઉત્તર આપ્યો.

"તારે બા નથી, બેટા!" નવકિશોરબાબુએ ચિંતિત સ્વરે પૂછ્યું.

"છે...પ...ણ..." ડુસકા ભરતી આટલાં બે શબ્દો બોલી એ બાલિકા એકાએક અટકી ગઈ.

"પણ શું?" બાલીકાને બોલતી અટકી ગયેલી જોઈ નવકિશોર બાબુને ધ્રાસ્કો પડ્યો અને એ શું કહેવા માગે છે એ જાણવાની જીજ્ઞાસા એમનાં અંતરમાં જન્મી.

"પણ એય હવે બાપુજીની જેમ અમને એકલા છોડી ચાલી જવાની છે."

"ચાલી જવાની! ક્યાં? શા માટે? એને શું થયું છે?"

"બાપુજી જે દિવસે ચાલ્યા ગયા એ દિવસથી એ બેભાન બની ગઈ છે. મારી સાથે એ એક અક્ષર પણ બોલતી નથી. ભાઈ કહે છે, કે બા પણ હવે બાપુને મળવા ચાલી જશે."

નવકિશોરબાબુની આંખમાં આંસું આવી ગયાં. પૃથ્વી જાણે ચારે દિશાઓમાં કંપી રહી હોય એમ નવકિશોરબાબુને લાગવા માંડ્યું.

"ત્યારે ચાલ, બેટા, તું મને તારે ઘેર લઈ જા." બાલિકાને કેડેથી નીચે ઉતારી નવકિશોરબાબુ રૂમાલેથી આંખો લૂછી બોલ્યા.

"તમે શું મારી બાને સાજી કરી દેશો?"

"હા." ટુંકો જવાબ આપી નવકિશોરબાબુ બાલિકાની સાથે પાગલની માફક રસ્તો કાપવા લાગ્યા. એમની આ રીતભાતથી એમના નોકર–ચાકરો અને સાથીઓને જરાયે આશ્ચર્ય થયું નહિ, કારણકે નવકિશોરબાબુના વિકૃત અને તરંગી સ્વભાવથી તેઓ સંપૂર્ણ માહીતગાર હતા.

*   *   *   *

ચોપાસ પડેલા કચરાના ઢગોથી દુર્ગંધ મારતા ગરીબોના મહોલ્લામાં આવેલી એક જીર્ણશીર્ણ અંધારી કોટડીમાં દાખલ થતા નવકિશોરબાબુને ફાટીતૂટી ને મેલીઘેલી પથારીમાં કેવળ હાડપિંજર જેવાં શરીરવાળી એક અબળા–આકૃતિ પડેલી દેખાઈ.

"નીરૂ, મારી દિકરી!" નવકિશોરબાબુનાં મોઢામાંથી કાળજું ફાડી નાખે એવો કરૂણ અવાજ નીકળ્યો.

એ અવાજ કાને અથડાતા નીરંજનાએ મીચેલી આંખ મહા-મહેનતે ઉઘાડી એક વાર પોતાનું નામ ઉચ્ચારનારની સામે જોવાનો યત્ન કર્યો. એક સુપરિચિત વૃદ્ધ પુરૂષને પોતાને છાતી સરસી ચાંપીને બેઠેલો એણે જોયો. પોતાનાં મુખ પર મુખ રાખીને "નીરૂ, મારી દીકરી! તારી આ દશા!" એમ એમને વ્યાકુળ કંઠે બોલતા એણે સાંભળ્યા.

"દાદાબાબુ!"

"મારી દિકરી..."

"લીલાને સંભાળવાનું એ મને કહેતા ગયા છે; પણ હું સંભાળી શકીશ નહિ!"

"ફિકર નહિ બેટા, તું તારે શાંતિથી જા. તારી લીલાને મારા ખોળામાં ખુંદાવીને મારૂં પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ!"

નીરંજનાને હૈયે ટાઢક વળી. સંતાનોની માયામાં ચોંટી રં એનો જીવ છૂટો થયો, એટલે એણે આંખો બંધ કરી દ નવકિશોરબાબુ એનું માથું પોતાના ખોળામાં રાખી એની સામે રહ્યા. ઘણા દિવસો પહેલાંની વાત યાદ આવી. જે દિવસે નીરં વિગેરેને પોતાની સાથે લઈ જવા માટે વિમલાચરણ આવ્યો એ દિવસે ગંગા કિનારા ઉપર સંધ્યા સમયના અસ્પષ્ટ અજવા મૃત્યુની છાયા વળેલું મોઢું પોતાના ખોળામાં જોવાનો પોતાને થ ભ્રમ આજે એમનાં સ્મરણમાં આવ્યો. અને એ આખાંય શ ધ્રુજી ઉઠ્યા.

નીરંજનાએ છેલ્લી વારને માટે હર્ષિત થઈ પોતાની મીંચાય આંખો પાછી ઉઘાડી.

"પિતાજી, કહો, મને એમનું પુનર્મિલન થશે કે?" અ મીંચેલી આંખ વેગથી વિસ્ફારિત કરી નવકિશોરબાબુનાં મોં ર એકીટસે જોતી નીરંજના બોલી. "આ વિવાહ-લગ્ન સિદ્ધ કે નહિ? એ મારા ખરા કે નહિ?"

"જરૂર ભેટ થશે, દિકરી!" નવકિશોરબાબુ ચીત્કાર બોલ્યા. "એજ તારા સ્વામી છે, એજ તારા પરિણિત પતિ તું એની ધર્મપત્ની છે. મેં જે વિવાહ-લગ્ન કર્યાં હતા એ તો કે તારૂં આ મર્યું મુખ જોવા માટે જ. તારી લીલાને મારી પાસે ર હવે હું એનું પ્રાયશ્ચિત્ત કરીશ. નીરૂ, બેટા, તું શાંતિથી ‹ પતિદેવની પાસે જા. તું બચીશ તો મારૂં પ્રાયશ્ચિત્ત પૂર્ણ નહિ થ બેટા!"

નીરંજનાનાં મુખ પર મૃદુ હાસ્યની લહેરી પથરાઈ. સત્યનો પ્રકાશ થતા એનો સંદેહ દૂર થઈ ગયો. આંખોની અમીહીન પાંપણો મીંચી દઈ એ અસ્ફૂટ સ્વરે બડબડવા લાગી:

"તું કૃપામય છે, અન્તર્યામી છે. તું તો સર્વ જાણે છે. મારાં એ પુનિત ને પૂજ્ય પતિ–ધનથી તું તો મને તારે ત્યાં કદાપિ પણ વંચીત કરીશ નહિ."

"...બા...બા..." પાછળથી નરેન્દ્રનો કાન ફાડી નાખે એવો કારમો સ્વર સંભળાયો.

નીરંજનાનો પ્રાણ એ પોકાર સાંભળ્યા જ પહેલાં પંચભૂતનું શરીર તજી પરલોક પંથે પરવરી ગયો. વયોવૃદ્ધ દાદા નવકિશોરબાબુએ એ બંને અબુધ ને નિર્દોષ બાળકો લીલા તથા નરેન્દ્રને ડાબે ને જમણે પડખે આંસુ ટપકતી આંખે જોરથી બઝાડી દીધાં.

કિરતારની અકળ કુદરતે પોતાનું કામ પૂરૂં કર્યું.



# ધર્મપત્ની

૧

જૂની ઢબની આલીશાન ઈમારતના ત્રીજા માળ પર આવેલા ગૅસની બત્તીની રોશનીથી ઝળઝળી રહેલાં વિશાળ ઓરડામાં બેસીને પ્રેમાળ પતિ પોતાની પત્ની સાથે વહાલભરી વાતચીત કરતો હતો. બહાર રાત્રીનો ગાઢ અંધકાર વ્યાપી રહ્યો હતો, પણ એ ઓરડામાં ઘોર અંધકારને અદ્રષ્ય કરીને અપ્રતિમ ઉજ્જ્વળતા અજસ્ર ધારે ચારે કોર વ્યાપી રહી હતી. ઉજ્જ્વળ ઓરડો, વિચિત્ર અને વિસ્મયકારક ઉજ્જ્વળ ગૃહશણગાર અને ઠેર ઠેર દિવાલ પર ટાંગેલાં દર્પણો તથા છત પરથી લટકતા રંગબેરંગી હાંડી-ઝુમ્મરોમાંથી દેદિપ્યમાન બત્તીના પ્રચંડ પ્રકાશના ફુટી રહેલા ચિત્રવિચિત્ર પ્રતિબિંબો આંખને આંજી રહ્યા હતા. દંપતિનું ઉજ્જ્વળ સૌન્દર્ય અને ઉજ્જ્વળ યૌવનની અનિર્વચનીય ને અતૂલનીય શોભા આ બધાયને ટપી જાય-ઝાંખા પાડી દે એવી હતી. પરંતુ એ પ્રેમાળ પતિ-પત્નીના વિશાળ અને દેદિપ્યમાન લલાટ પ્રદેશ પર પણ અંતઃકરણના ઉંડાણમાં વ્યાપેલા વિષમ વિષાદના ઘન અંધકારની છાયા તરી વળેલી જણાયા વગર રહેતી ન હતી.

એકાએક પત્નીમાં ભાવાન્તર થયો. પોતાના વિશાળ ભાલ પ્રદેશ પર છવાયેલી વિષમ વિષાદના અંધકારની છાયાને એકદમ જોરથી હઠાવી દઇને લીંબુની ફાડ જેવા પોતાના વિશાળ નયનોને હાસ્યથી અનેરી રીતે ચમકાવીને એણે પ્રેમથી પતિના હાથને પોતાના હાથમાં પકડી લીધો.

"જુઓ! આજે હું તમને મારા આકરામાં આકરા સોગંદ દઉં છું. મારું કહ્યું તમારે માનવું જ પડશે." સ્નેહાર્દ્ર સ્વરે સ્વામી–સેવાપરાયણ સ્ત્રીએ પતિના મોં સામું એકીટસે જોઈ રહીને કહેવા માંડયું. "સાચુ કહેજો, કયારે ય મેં તમને કોઈ પણ કાર્ય કરવાનો આગ્રહ કર્યો છે કે સોગંદ આપ્યા છે? આજે આ મારી તમને પહેલી અને છેલ્લી વિનંતિ છે. તમારે એ આજે માન્ય કરવા સિવાય કોઈ છૂટકો જ નથી."

પત્નીના પ્રેમાળ પણ દ્રઢ પ્રતિજ્ઞ શબ્દો સાંભળી પતિ કંઈક વિમાસણમાં પડી ગયો.

"તું શું વિનંતિ કરવાને ઈચ્છે છે એ મારી સમજ બહાર નથી; પણ કહે તો ખરી કે તારી એ વિનંતિ ઉચિત છે પ્રફુલ્લ?" ઉંચી નજર કરી પત્ની પર પ્રેમભરી મીટ માંડી પતિએ એને એનાં નામથી સંબોધી પ્રશ્ન કર્યો.

"ઉચિત નથી! શા માટે ઉચિત નથી? આપણા વડિલો રાત દહાડો કેટલો વલોપાત કરે છે એની શું તમને ખબર નથી? એક મોટા, પ્રાચીન અને ખાનદાન કુંટુંબનું નિકંદન નીકળી જવા બેઠું છે, જગતમાંથી એનું નામનિશાન ભુંસાઈ જવા બેઠુ છે, લાંબો વંશવેલો લોપ થઈ જવા બેઠો છે, ત્યારે ય શું તમને મારે સમજા–

વવા નહિ? વિનંતિ પણ કરવી નહિ? હું તે એવી કઈ ભડભાદર છું કે તમે મારા ખાતર સારા યે વંશનું સત્યાનાશ વાળવાને તૈયાર થયા છો? બા અને બાપા તો બિચારા રાતદિન ચોધાર આંસુએ રડે છે તો ય શું તમને કંઈ લાગતું નથી? તમારું કઠોર હૃદય પીગળતું નથી? અને મારી વિનંતિ ઉચિત પણ લાગતી નથી?"

"ખરેખર ત્યારે શું મારે તારા માટે પ્રફુલ્લ, કોઈપણ વિચાર જ કરવાનો નથી? તારી વિનંતિ સ્વીકારવાથી શું મને અશાંતિ નહિ થાય?"

"થાય, પણ કર્તવ્યની દૃષ્ટિએ એ બધું જોયા પછી–ફરજ અદા કરવાની અનિવાર્ય આવશ્યકતા વિચારી જોયા પછીયે જો તમે થોડુંક સહન કરવાને તૈયાર ન થાઓ તો પછી તમે પુરુષ શેના?"

"પણ આ બધી યે ઉપાધી ટાળવાનો એક ઉત્તમ ઉપાય છે."

"કયો ઉપાય છે?"

"આપણે એક દત્તક પુત્ર લઈ લઈએ તો પછી તને કંઈ વાંધો છે?"

"પાછી વળી એની એ જ વાત! મને તો આપણો પોતાનો જ એક પુત્ર જોઈએ છે. પરાયા તે વળી પોતાના કદી થતા હશે?"

"ત્યારે એ સિવાય બીજો કોઈ ઉપાય નથી પ્રફુલ્લ?"

"વળી શેનો ઉપાય? એક નાની બ્હેન આવશે. મારી સાથીદાર બનશે. એમાં તે વળી ચિંતા શી?"

"અને પછી?" પતિ તારાચરણ ઉદાસીનતાભર્યા અવાજે પણ સ્મીત હસતા હસતા બોલ્યો. "શોકયનું સાલ નહિ નડે? સ્વામી–સ્નેહનો ભોગ તું આપી શકીશ કે? ઈર્ષ્યા નહિ થાય?"

"ઈર્ષ્યા? મારાં પોતાનાં ધનથી જે મોટું માણસ બનશે એની શું હું ઈર્ષ્યા કરીશ? શું હું એવી દરિદ્ર છું? એટલી કંગાલ–કૃપણ છું?"

તારાચરણ હર્ષાવેશમાં આવી ગયો. પત્નીને પોતાના ભૂજ-પાશમાં દાબી દઈ એણે એના ગાલે જોરથી બેચાર ચૂંબન કરી લીધા.

" આમ હું કંઈ ભૂલાવામા પડું એવી નથી, હાં! કહો, હવે મારી વિનંતિ તમે માન્ય કરશો કે નહિ? બીજાં લગ્ન કરશો કે નહિ?"

" બે દિવસ ખમી જા, પ્રફુલ્લ!"

" ના હવે એક ક્ષણ પણ ખમીશ નહિ. તમે મને રોકી શકશો નહિ."

એટલું કહી જવાબની રાહ જોયા વિના જ એ આ ખુશખબર સાસુજીને સંભળાવવા હરખતે હૈયે અંદર દોડી ગઈ.



૨

દેવસેવાના ઓરડામાં દોડી જઇને પ્રફુલ્લે પ્રસન્ન વદને વિનયપૂર્વક વૃદ્ધ સાસુને વંદના કરી પોતાની વિનંતિ માન્ય થયાના શુભ સમાચાર આપ્યા. વૃદ્ધાના આનંદનો પાર ન રહ્યો. એણે માળા ફેરવવી પડતી મુકી 'પુત્ર બીજું લગ્ન કરવાને સંમત થયો છે'એ સમાચાર પોતાના વૃદ્ધ પતિને કહી સંભળાવ્યા અને વધુમાં જણાવ્યું કે 'વહુ કહે છે કે તેના બાપના ઘર પાસે એક ગરીબ પણ ખાનદાન કુટુંબની કન્યા છે. એનો બાપ મરી ગયો છે. કન્યા બહુ સુંદર, શાંત અને સુશીલ છે.' તો એ કન્યા સાથે જ આપણા તારાચરણનું લગ્ન કરી નાખીએ."

વૃદ્ધ વડીલે થોડી વાર વિચાર કરી પોતાની સંમતિ દર્શાવી, એટલે પ્રફુલ્લમુખીએ હસતા હસતા સ્વામી પાસે જઇ વૃદ્ધ સાસુસસરા સાથે થયેલી વાત એમને વિગતથી કહી સંભળાવી અને એમણે આનંદથી આપેલી સંમતિના શબ્દો પણ કહી સંભળાવ્યા. તારાચરણ એક અક્ષર પણ બોલ્યા સિવાય ચૂપચાપ બેસી રહ્યો.

" મોઢા પર આટલો બધો ભાર રાખીને કેમ બેઠા છો?" પ્રફુલ્લ પ્રેમથી પતિની હડપચી પોતાના હાથવતી ઉંચી કરી બોલી. " મને સુખી થતી જોવામાં તમને આનંદ થતો નથી?"

" કંઇક સમજ પ્રફુલ્લ! તું ભારે ભૂલ કરે છે."

" શેની ભૂલ? આવી નકામી વાત ન કરો."

" જો, જેની સાથે વિવાહ કરીશ એની પ્રત્યે પણ કર્તવ્ય બજાવવાનું રહે છે. એના પર પણ માયા-મમતા કરવી ઉચિત છે; કારણ કે એ તો બિચારી સાવ નિર્દોષ બાલિકા જ કહેવાય!"

" કેમ? તમે મને જેમ ચાહો છો, મારા પર પ્રેમ રાખો છો તેમ તેના પર પણ તમારે પ્રેમ રાખવો જ પડશે, તેને ચાહવી પડશે."

" તું સાવ ગાંડી છે! માણસ બે દિશામાં સમાન દ્રષ્ટિથી કદી જોઈ શકે છે ખરો?"

" બે દિશામાં સમાન દ્રષ્ટિથી જોઇ શકાય નહિ તો તમે એક દિશામાં જ દ્રષ્ટિ રાખી જોજો. મને એમાં જરાય ગુસ્સો થશે નહિ કે ખોટું લાગશે નહિ."

* * * *

વિવાહની તૈયારી થવા લાગી. આ વિવાહ આનંદ-ઉત્સાહના ન હતા; એટલે કોઈપણ પ્રકારની ધામધૂમ થવાની ન હતી. આ વિવાહ માટે વૃદ્ધ માતાપિતાથી માંડીને ઠેઠ નોકરચાકર અને આડોશી-પાડોશી પણ નારાજ હતા. કોઈને આનંદ કે ઉમંગ ન હતો. ધીમે ધીમે વિવાહના શુભ મુહૂર્તનો દિવસ નજીક આવ્યો. ગંભીર મોં રાખીને ફેટિનમાં બેસી તારાચરણ વિવાહ કરી આવ્યો.

નવપરીણિત વરકન્યા બારણે આવી ઉભા. વૃદ્ધ માતા આંખો લુછતા લુછતા તેમને પોંખવા આવ્યા. ઈંડિયા પીંડ્યા ઉતારી વર-વધૂને પાણીનો કળસ્યો કર્યો; અને અંતઃકરણથી શુભ આશિર્વાદ આપ્યા. વારાણુસી સાડી પહેરી, પગથી માથા સુધી શણુગાર સજી હાસ્યની છોળો ઉડાડતી પ્રફુલ્લમુખી આગળ આવી. નવ

વરવધૂને નિરખવાને ટોળે મળેલી આડોશીપાડોશીની અને સગા-વહાલાઓની સ્ત્રીઓ આ દ્રશ્ય જોઈને આંખો લુછવા લાગી. પ્રફુલ્લ-મુખીએ મોઢાં આગળ આવી સૌથી પહેલા નવી વહુનું મોં જોયું અને મમતાપૂર્વક ઓવારણા લઈ પોતાના અંગ પરથી એક પછી એક બહુ મૂલ્યવાન અલંકારો ઉતારી ઉતારીને શોકયને શણગારવા લાગી. ટોળે મળેલી સ્ત્રીઓ તો આ દ્રશ્ય જોઇને થંભી જ ગઈ. "અરેરે મા! આ શું આપણે જોઈએ છીએ? આ તો સતૂજુગ આવ્યો સતજુગ! શોકયને તે વળી કોઈ વહુ આમ કરતી હશે?" ચારે બાજુથી સૌ કોઈના મોંમાથી આ શબ્દો એકાએક નીકળી પડ્યા.

"કોણ કોને શોકય કહે છે?" ટોળે મળેલી સ્ત્રીઓને વધુ બોલતી અટકાવવાને પ્રફુલ્લે હસતા હસતા મોટા સ્વરે કહ્યું. "કલ્યાણી તો મારી નાની બ્હેન છે! ખબરદાર આવું આડું અવળું બોલવાની ફરી ભૂલ કરી તો!"

"અરે ભાઈ, હમણા કયાંય ન જવાય. માતાને પગે લાગ્યા સિવાય બહાર ન જવાય. અપશુકન થાય ભાઈ!" સ્ત્રીઓના ટોળામાંથી બહાર ચાલ્યા જતા તારાચરણને રોકી રાખવાનો યત્ન કરતા વૃદ્ધ માતા બોલ્યા.

પરંતુ તારાચરણ કંઈ પણ ધ્યાન આપ્યા સિવાય ગુપચુપ બહાર ચાલ્યો ગયો. ત્યાર પછી નવી વહુનું મોં જોવાનું શરુ થયું. બધા ય ચૂપ રહ્યા હતા. નવી વહુ જો કે બહુ જ સ્વરુપવાન હતી પણ પ્રફુલ્લ-મુખી જેવી તો ન જ હતી એવી એમની માન્યતા હતી.

"વહુ તો બહુ સારી છે. રુપેરંગે પણ ઠીક છે. નાકે આંખે પણ નમણી છે. જે આશાએ લાવ્યા છીએ એ આશા પૂર્ણ કરે એટલે બસ! અમારે બીજું કંઈ જોઈતું નથી."

બધા યે વૃદ્ધ માતાની વાતને ટેકો આપ્યો, અને એકે અવાજે બોલ્યા:

"તમારે તો સતી, લક્ષ્મી, દુર્ગા જેવી વહુ છે છતાં ય વીન વહુ લાવવાનું બીજું તે કારણ શું હોય મા? માતાજી નવી વહુને સારા દહાડા દેખાડે, ખોળામાં એક દીકરો રમાડે, અને કુટુંબનો વેલો અમર રાખે. નવી વહુ લાવવાની બીજી જરુર પણ શી હતી મા? દીકરા વાસ્તે જ ને!"

* * * *

પાકસ્પર્શાદિ વિધિ સમાપ્ત થઈ ગઈ. તારાચરણ એક બાજુ પોતાના ઓરડામાં બેસી કંઈક વાંચતો હતો. નવી વહુ કલ્યાણી બીજી બાજુ બેસી રહી હતી.

"મોઢું તો ઉંચુ કરો." પ્રફુલ્લમુખીએ ઓરડામાં પ્રવેશ કર્યો અને પતિને વાંચવામાં મશગુલ જોઈ હસતા હસતા મોટેથી બોલી તેમનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું.

શી ધમાલ મચી રહી છે એ સમજી જતાં તારાચરણ વાંચવામાં એક ધ્યાન થઇ બેસી જ રહ્યો.

"આટલા બધા તે અતડા શું થાઓ છો? એ બિચારીનું મોં પણ જોતા નથી એ શું કહેવાય? મેં કંઈ તમને ભૂત સાથે તો ભેટાડ્યા નથીને?"

તારાચરણ જેમનો તેમ ચૂપ રહ્યો.

"કેમ બોલતા નથી? તમને થયું છે શું?"

"મને જરા કામ છે, એટલે હું નીચે જાઉં છું." એટલું કહી તારાચરણ એકદમ ઉભો થઈ ને બહાર જવાને તૈયાર થયો.

"આમ ન્હાસભાગ કરવાની કોઈ જરુર નથી." હાથ પકડી લઈ ને પતિને જતા રોકી રાખી પ્રફુલ્લ હસતી હસતી બોલી. "જેને ભય લાગતો હોય તે ભાગતા ફરે છે. જા, કલ્યાણી, અન્નદા ફોઈ પાસે જા."

કલ્યાણી ત્યાંથી ઉઠી એકદમ બહાર ચાલી ગઈ.

"હવે થોભો જરા. અહીં બેસો. તમારે તો હમેશાં કામની જ તડાતડી!"

"મારે નહિ પણ તારે!"

"ભલે હવે વિવાહ કર્યા છે તો કંઈ વાતચીત નહિ કરો?"

"એનો તો તારી સાથે બંદોબસ્ત કર્યો છે. એની જવાબદાર તો તું જ છે ને!"

"કેમ એમ? વહુ તો પસંદ છે ને?" ધીમે ધીમે હસતા હસતા સ્વામીના ગળે વળગી પડી પ્રફુલ્લ બોલી.

"ઉંહું..." કહી તારાચરણે પત્નીને બેચાર મીઠી ચુમીઓથી ગુંગળાવી દીધી.



૩

અન્નદા કોઈ એક દૂરની કુટુંબ કન્યા હતી. એ બિચારી જન્મથી જ દુઃખીયારી હતી. "પીયરમાં ઉગ્યો પીપળો અને સાસરીયામાં લાગી આગ" વાળી કહેવત જેવું એનું થયું હતું. નાની ઉમરમાં જ એક સારા પણ ગરીબ કુટુંબના યુવક સાથે વિવાહ કર્યા પછી અન્નદાના અકિંચન માબાપ એકી સાથે જ એકાએક મરી ગયા હતા. પરણ્યાને હજી ભાગ્યે જ બાર માસ પુરા થયા હશે ત્યાં એના ભાગ્ય ફુટી ગયા. ગામમાં ચાલતા મહામારીના ભયંકર રોગનો એનો યુવાન સ્વામી ભોગ બન્યો અને એ સદાને માટે સૌભાગ્યથી વંચીત બની ગઈ. આ દુનિયામાં હવે એનું કોઈ રહ્યું નહિ. સાસરીઆમાં દૂરનું કે નજીકનું એનું કોઈપણ સગુંવહાલું રહ્યું નહતું એટલે એ અત્યંત અસહાય અને તદ્દન ઓથ વગરની બની ગઈ હતી. આખરે પીયર પક્ષના બહુ દૂરના પણ કુટુંબ ભાવનાવાળા તારાચરણના પિતા એની વહારે ધાયા અને પોતાની નાની બ્હેન ગણીને એને પ્રેમથી પોતાના ઘેર આણી તેમ જ એક આત્મજન તરીકે એને ઘરમાં આશરો આપ્યો. એ દિનથી અન્નદાનું અહીંયા

પાલન પોષણ થતું હતું અને તારાચરણ તથા અન્ય જનો પણ એને અન્નદા ફોઈના વ્હાલસોયા નામથી બોલાવતા હતા અને સર્વત્ર ઓળખાવતા હતા.

એ આલીશાન ઈમારતના બીજા માળ પરનો એક એકાંત વિશાળ ઓરડો અન્નદા ફોઇને સુવા બેસવા માટે ખાસ અલગ કાઢી આપવામાં આવ્યો હતો. નવી વહુ કલ્યાણી પણ એ ઓરડામાં એની સાથે સુતી હતી. અન્નદા ઘરના બીજા માણસો કરતાં નવી વહુ કલ્યાણીની ઉપર ખાસ માયા મમતા રાખતી હતી એટલે કલ્યાણીનો પણ એનામાં પુરેપુરો વિશ્વાસ બેસી ગયો હતો.

સુખમાં ય નહિ તેમ દુઃખમાં ય નહિ એમ કલ્યાણીના દિવસો એક પછી એક પસાર થવા લાગ્યા. ગરીબની કન્યા હતી એટલે એને કોઈ કામકાજ કરતા આવડતું ન હતું, એવું કંઈ ન હતું; પણ એને કોઈપણ કામ કરવાને આપવામાં આવતું જ ન હતું. એક દિવસે સવારે અન્નદા ફોઇની સાથે એ થોડુંક દળવા ગઇ પણ ત્યાં તો પ્રફુલ્લમુખી આવી પહોંચી એને હાથ ઝાલીને ઘંટી પરથી ઉઠાડી લીધી.

"આ શું બ્હેન? શા માટે તું કામકાજ કરે છે?" પ્રફુલ્લ-મુખીએ સ્નેહભર્યા સુરે કલ્યાણીને કહ્યું.

"ત્યારે હું શું કરું?" કલ્યાણીએ ધીમેથી મૃદુ સ્વરે સામો પ્રશ્ન કર્યો.

"તું શું કરે? દાસીને તારી પાસે બોલાવી લે, અને સાથે બેસી વાતચીત કર તેમજ પાનાં વતી રમ."

પ્રફુલ્લમુખીની આ શિખામણ કલ્યાણીનાં ગળે ન ઉતરી. વાતચીત કરવામાં કે પાનાં રમવામાં આખો ય દિવસ ગાળવો એને ગમતો ન હતો. વળી એક દિવસ ઘરની કામકાજ કરનારી જ્યારે ઘર ધોવા લાગી ત્યારે કલ્યાણીએ પણ સાવરણી લઈને સાફસુફ કરવાની શરુઆત કરી દીધી. વૃદ્ધ સાસુને આ વાતની ખબર પડી

એટલે એ ત્યાં આવ્યા અને નવી વહુના હાથમાંથી સાવરણી લઈ લઈને કહ્યું : “ આ બધુ કામકાજ તમારે કરવાનું નથી. તમે તમારે ઉપર જઈને બેસો વહુ ! ”

કલ્યાણી એક પણ અક્ષર બોલ્યા સિવાય ચુપચાપ ઉભી રહી.

સાસુ ત્યાંથી ચાલ્યા ગયા એટલે કલ્યાણી રસોડામાં રસોઈ કરતી બ્રાહ્મણી પાસે જઈ એને મદદ કરવા લાગી.

“ આ શું કરો છો નવી વહુ ? અહીંયા તો બહુ ધુમાડો લાગે છે. ચાલો, જરા બહાર જઇએ. ” કહી બ્રાહ્મણ રસોયણ કલ્યાણીને હાથ ઝાલી ઉઠાડીને બહાર લઈ ગઈ.

અન્નદા ફોઈને કલ્યાણીની મુંઝવણની માહીતી મળી. એણે કલ્યાણીને પોતાની પાસે સ્નેહથી બોલાવીને બેસાડી અને શિખામણ આપી : “ જો કલ્યાણી ! તારે અહીંયા કોઈ કામકાજ કરવાનું નથી. તું તારે ખા પી અને મજા કર. ન ગમે તો મોટી વહુ પાસે જઇને બેસ. એ તને ભરત અને ગુંથણ કામ શીખવશે. ”

કલ્યાણીને અન્નદા ફોઈનું કહેવું યોગ્ય લાગ્યું. પ્રફુલ્લમુખી પાસે જઇને એણે પોતાની ભરવા શીખવાની ઈચ્છા વ્યક્ત કરી.

“ તારે એ બધું શીખવાની માથાકૂટ કરવાની કંઈ જરુર નથી બ્હેન ! હું જે જાણું છું એ બધું તારુ જ છે ને ! અમને એક ખોળાનો ખુંદનારો મળે એટલે જાણે બધુય દુઃખ દૂર થયું ! તારે કોઈ કામકાજ કરવાની કે કંઈ પણ શીખવાની મહેનત લેવાની જરુર નથી બ્હેન ! ” પ્રફુલ્લમુખીએ પ્રફુલ્લ મુખે કહ્યું.

પ્રફુલ્લમુખી અને કલ્યાણી વચ્ચેની આ વાતચીત ખરેખર ઘણી જ સ્નેહભરી હતી પણ ભોળી ભલી કલ્યાણી એ સમજી શકી નહી એટલે એ એક પણ અક્ષર બોલ્યા ચાલ્યા વગર ઉદાસ ચહેરો કરી પોતાના ઓરડાના એક ખૂણામાં જઇને બેઠી.

કામકાજ કંઈ ન હોવાથી કલ્યાણીના દિવસો કેમે કરીને પસાર થતા ન હતા. નવરા બેઠા રહેવાથી એનું મન અનેક વિચારોમાં ગુંચવાયા કરતું હતું. અનેક વાતો ભૂલી જવાનો કોઈ ઉપાય એને દેખાતો ન હતો. માતાનું સ્નેહભર્યું મોં એને આખો યે દિવસ યાદ આવ્યા કરતું હતું. સ્નેહપ્રાર્થી તૃષિત બાલિકા–હૃદય એ સ્મરણ માત્રથી હચમચી જતું હતું.

*          *          *          *

ઢળતી બપોરનો સમય હતો. પ્રફુલ્લમુખી પ્રેમપૂર્વક વાર્તાલાપ કરતા કરતા કલ્યાણીનો ચોટલો ઓળી રહી હતી.

"તારૂં મોઢું આટલું બધું સુકાઈ ગયેલું કેમ લાગે છે કલ્યાણી ?" પ્રફુલ્લમુખીએ આડીઅવળી વાતોનો અંત આણી પ્રશ્ન કર્યો.

કલ્યાણી શો ઉત્તર આપે ? એ તો ચૂપ જ રહી. પોતાનું મોં સુકાઈ ગયું છે એની એને જરાય ખબર ન હતી.

"જરા બેસ કલ્યાણી, હું હમણાં આવું છું." ચોટલો ઓળી અંબોડો વાળી લીધા પછી પ્રફુલ્લે કહ્યું.

પ્રફુલ્લમુખીના ચાલ્યા ગયા પછી કલ્યાણીને એકલી બેઠેલી જોઈ ઘરની કામકાજ કરનારી બાઈને કંઈક વાતચીત કરવાની ઈચ્છા થઈ આવી.

"કેમ ઠીક છોને નાની વહુ ? મોટાભાઈ ગમે છેને ? એ તમને ચાહે છેને ?" કામ કરનાર બાઈએ એને એક સામટા બે ત્રણ પ્રશ્નો પૂછી નાખ્યા.

કલ્યાણીએ કંઈ જ ઉત્તર ન આપ્યો. એ તો શરમાઈ જઈને નીચું માથું કરી બેસી રહી.

"કેમ કંઈ બોલતા નથી ? એમાં તે તમે શું શરમાતા હશો નવી વહુ ? એવી તે કંઈ વાત છે કે તમે કહેતા અચકાઓ છો ?" કામ કરનાર બાઈ ઉત્તર આપવાને કલ્યાણીને આગ્રહ કરવા લાગી.

"હું તો અન્નદા ફોઈની પાસે રહું છું." આખરે કલ્યાણીએ ધીમે સાદે કામ કરનાર બાઈના પ્રશ્નનો ઉત્તર ટુંકાણમાં આપતા આટલા શબ્દો ઉચ્ચાર્યા.

"ત્યારે શું મોટાભાઈએ પાસે બોલાવી તમારી સાથે એક દિવસ પણ વાતચીત કરી નથી?" કામ કરનાર બાઈએ તાજુબ થઈ પાછા પૂછયું.

"ના."

"ત્યારે એમણે વિવાહ કર્યાં છે શા માટે?" કામ કરનાર બાઈ પ્રેમભાવે પાછી બોલી. "સાત પેઢીનું નામ નિશાન જવા બેઠું હતું એટલે તો એમણે આ બીજાં લગ્ન કર્યાં છે; નહિ તો મોટી વહુ જેવી વહુ હોવા છતાં ય બીજી બૈરી કરવાનો તો કોઈ વિચાર કરે કે! આ તો બાઈ મોટા માણસોની વાત! અમે તે શું સમજીએ!"

કલ્યાણી અસમજુ હોવા છતાં ય આ વાત સમજી ગઈ. એ ચૂપચાપ જરાય હાલ્યાચાલ્યા સિવાય એક પત્થરની મૂર્તિની જેમ ત્યાં બેસી જ રહી.



૪

રાત્રિના હજી હમણા જ દશ વાગ્યા હતા છતાં ય સારા યે ગામમાં ભારે સોકો પડી ગયો હતો. સર્વત્ર ગાઢ અંધકાર અને નરી નિરવતા પથરાઈ ગયા હતા. તારાચરણ આસ્તે આસ્તે પોતાના ઓરડામાં સુવા ગયો. ઓરડામાં દાખલ થતાં જ એના જોવામાં આવ્યું કે પ્રફુલ્લ હજી ત્યાં આવી ન હતી. એની આવવાની રાહ જોતો એ નજીકમાં જ પડેલી એક આરામખુરશી પર બેઠો. હમણા આવશે, હમણા આવશે એમ વિચાર કરતા કરતા અડધો કલાક વીતી ગયો. આખરે કંટાળીને પલંગ પર લાંબા થઈ ને સુઈ જવાનો એણે વિચાર કર્યો. ઉદાસ અંતઃકરણે એ એકાએક ઉભો થઈ ગયો અને પલંગ તરફ જવા લાગ્યો ત્યાં બારણા પાસે સાડીનો છેડો મોં પર ઢાંકીને-લાજ કાઢીને સારા યે શરીરથી ધ્રુજતી ઉભેલી એક બાલિકા એના જોવામાં આવી. તારાચરણનાં અંતઃકરણમાં જોશથી લોહી વહેવા માંડયું. એની છાતીમાં એક પ્રકારનો અવાજ થવા લાગ્યો. શું કરવું, શું ન કરવું, એ એ વિચારી શકયો નહિં. એ તો એકાએક થંભી ગયો—એમને એમ ત્યાંનો ત્યાં ઉભો રહી ગયો. કલ્યાણી પણ જ્યાં ઉભી હતી ત્યાંથી એક પણ પગલું આઘી પાછી થઈ નહિ.

"પ્રફુલ્લ કયાં છે?" આખરે ઓરડામાં છવાઈ રહેલી નરી નિરવતાનો ભંગ કરી તારાચરણે પૂછયું.

કલ્યાણીએ કોઇ ઉત્તર આપ્યો નહિ.

"પ્રફુલ્લ કયાં છે?" અધીર બની તારાચરણે પાછું થોડીવાર પછી પૂછ્યું.

"નીચે!" નો અસ્ફૂટ સ્વર તારાચરણના કાન પર અથડાયો.

તારાચરણ કોઈ ગહન વિચારમાં પડી ગયો હોય એમ ચૂપ થઈ ઉભો રહ્યો.

"તને એણે અહીં મોકલી છે?" ચૂપકીદીનો ભંગ કરી તારાચરણે પાછું પૂછ્યું.

"હા."

"નીચે જઈને એને અહીં બોલાવી લાવ તો!"

સ્વામીની આજ્ઞા થતાં કલ્યાણી એક પણ અક્ષર બોલ્યા સિવાય સપાટાબંધ નીચે ચાલી ગઈ.

કલ્યાણીના ક્ષુદ્ર હ્રદયમાં અત્યારે શું શું થઈ રહ્યું હતું એની કોને ખબર છે?

તારાચરણ પણ એક ઉંડો નિસાસો નાખી બેચેન બની જ્યાંનો ત્યાં જ ઉભો રહ્યો.

× × ×

"અરરરર! આ તે કેવો અન્યાય!" પાછળના ઓરડામાંથી સહેજ હસતા અને સહેજ ગંભીર મુખે આવીને પતિનો હાથ પોતાના હાથમાં ઝાલી લઈ પ્રફુલ્લ બોલી. "છિ છિ! તમે તમારી નવી વહુને પણ ઓળખી નહિ? એને હું સુખ આપવાનું વચન આપીને અહીં લાવી છું, નહિ કે દુઃખ આપવાને. આમ એને તરછોડી દેવી ઉચિત નથી. દિકરાને રમાડવા માટે તો હું એને અહીં લાવી છું. તમે પણ જાણો છો કે કર્ત્તવ્યની ખાતર તમે પણ વિવાહ કર્યા છે. એટલા માટે તો મેં મારા સર્વસ્વનો ભોગ આપ્યો છે. તમારામાંના ભાગને પણ તજી દીધો છે. હવે તમે જ એ કર્ત્તવ્ય મનમાં લાવી તેને ચાહતા નથી? એના પર પ્રેમ રાખતા નથી? એનો આદર શું તમે નહિ કરો?"

તારાચરણ નિર્વાક રહ્યો. ઉત્તરમાં એણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

"મારા પર ગુસ્સે થયા છો?" સ્વામીનાં ગળે વળગી પડી સ્નેહભર્યા સ્વરે પ્રફુલ્લ બોલી.

"ના પ્રફુલ્લ! ખરેખર આજે તેં મને ઉપદેશ દીધો છે. હું તારા આદર્શને જ અનુસરીશ."

"મારો આદર્શ?' સ્નિગ્ધ કંઠે પ્રફુલ્લ બોલી." આવી વાત ન કરો વ્હાલા! તમને સાચી વાત કહું?"

"ખુશીથી કહે."

"પણ મારા માટે બીજો વિચાર નહિ બાંધો?"

"આટલાં વર્ષના સહવાસ પછી યે અવિશ્વાસ રહે છે?"

"ના. એટલે જ કહું છું કે જેટલો હું બહારથી દેખાવ કરું છું એટલો મને કલ્યાણીના પર પ્રેમ કે ભાવ નથી. ખરેખર હું તેને જે મારા દેહભેદી દીર્ઘ શ્વાસની જેમ ગણતી નથી એ ફક્ત કર્તવ્યની ખાતર, મારા પોતાની ખાતર, તમારી ખાતર. તમારા પ્રેમના ઉન્નત શિખરે હું ચઢી ચૂકી છું એટલે જ એની પ્રત્યે કંઈક દયા દાખવવાને હું ઈચ્છું છું. મારા સ્નેહના એક પણ કણ માત્રથી જો એકાદ જીવન ઉંચું થઈ શકતું હોય તો એ દેવામાં દુઃખ શું છે? એમાં શું આનંદ નથી? મારું કહેવું સમજ્યા? તમે હવે એનો તિરસ્કાર કરશો નહિ. એને ત્યકતા બનાવશો નહિ."

પ્રેમથી ગળગળો થઈ જઈ તારાચરણ પત્નીને–પ્રફુલ્લને ભેટી પડ્યો. એનાં મોંમાંથી એકાએક નીચેના શબ્દો સરી પડ્યા.

"જેની પાસે આવો મંત્રી હોય એને બુદ્ધિની ભાવના શી? બસ હવે તારી ઈચ્છા મુજબ જ થશે."

ઓરડામાંથી કલ્યાણીથી હવે બહાર જઈ શકાયું નહિ. નીચે જતાં એ શરમાતી હતી. ધીમે ધીમે એ નીચે નમી ને બેસી ગઈ.

× ×

બીજે દિવસે રાત્રે તારાચરણે સુવાના ઓરડામાં દાખલ થતાં જ જોયું કે કલ્યાણી પલંગ પર ભર ઉંઘમાં સુતી છે. તારાચરણે ઓરડાનું બારણું બંધ કર્યું. પ્રેમથી એ પલંગ પાસે જઈ ઉભો. હતાશ કલ્યાણી સુખેથી સુઈ રહી હતી. એના ક્ષુદ્ર લલાટમાં બત્તીની ઝળઝળતી રોશનીથી વિષાદની રેખા નજરે પડતી ન હતી. અત્યારે એ નિર્મળ સમતલ દેખાતું હતું.

" કલ્યાણી ! " તારાચરણે અસ્ફૂટ સ્વરે નવ પત્નીને બોલાવી.

પોતાના કાનમાં પોતાનો જ સ્વર પ્રવેશ થતાં તારાચરણ લજ્જિત, ક્ષુબ્ધ થઈ જરાક આઘો ખસીને ઉભો રહ્યો.

" છિ છિ ! આ શું પ્રફુલ્લની ય વિશ્વાસઘાતકતા ! " આ વિચાર આવતાં જ એણે ગૅસની ઝગઝગતી બત્તી ઓલવી નાખી. આખો ય ઓરડો અંધકારમાં ડુબી ગયો. પલંગ પર બેસતાં જ એ ગાજી ઉઠ્યો. એ અવાજથી નિમેષ માત્રમાં કલ્યાણીની ઉંઘ ઉડી ગઈ.

" ફોઈ ! અન્નદા ફોઈ ! " કલ્યાણી બેબાકળી બની બોલી ઉઠી.

કોઈ ઉત્તર ન મળ્યો.

" અન્નદા ફોઈ આવ્યા ? બહુ અંધારું છે. બત્તી કેમ બુઝાઈ ગઇ ? " કલ્યાણી કરુણાજનક સ્વરે મોટેથી બોલી.

એ અવાજ બહુ જ કરુણ અને ભીતિજનક હતો. અસ્પષ્ટપણે કલ્યાણીએ જોયું કે નજીકમાં જ એક માણસ ઉભું છે છતાં ય એ ઉત્તર દેતું નથી.

" કોણ મોટી બ્હેન ? " કલ્યાણીએ પાછું મોટેથી પૂછ્યું.

કોઈ ઉત્તર ન મળ્યો.

" એ...એ...બા ! " બોલતા બોલતા કલ્યાણીનો સાદ ફાટી ગયો.

" બીએ છે કેમ ? એ તો હું છું ! " તારાચરણે બીધેલી બાલિકાના અંગ પર હેતથી હાથ ફેરવતાં ફેરવતાં સ્નેહભર્યા શબ્દે કહ્યું.

કલ્યાણી એથી મુંઝી ઉઠી. એને મનમાં થયું કે પ્રફુલ્લ અત્યારે ઘરમાં આવી પોતાની સાથે વાત કરે. એ પલંગ પરથી ઉઠીને નીચે ઉતરવાને યત્ન કરવા લાગી.

" અંધારામાં પડી જઈશ. તું તારે સુઈ રહે." તારાચરણ પ્રેમથી પાછો બોલ્યો.

કલ્યાણીએ ઉઠીને બારણું ઉઘાડવાનો યત્ન કર્યો પણ એમાં એ ફાવી નહિ.

" રાત ઘણી ગઈ છે, સુઈ જા." તારાચરણ એની પાછળ આવી ઉભો રહી બોલ્યો.

ઘણીવાર પછી લાચાર કલ્યાણી પલંગ પર જઈ ને એક નાકે સુતી.

આ ઘટના પછી તો ધીરે ધીરે વર્ષ વીતી ગયું. એક જ રીતે બધા ય દિવસો પસાર થઇ જવા લાગ્યા. પ્રફુલ્લની પોતાની ઈચ્છાથી કલ્યાણી વચ્ચે વચ્ચે સ્વામીની શય્યાભાગિની થવા લાગી હતી. તારાચરણને પણ એ બધું ય ધીમે ધીમે સાહી ગયું.



## ૫

આજે વહેલી સવારથી જ તારાચરણની આલીશાન ઈમારતમાં કોઈ અપૂર્વ આનંદની છોળો ઉડી રહી હતી. કુટુંબના માણસો, નોકરો–ચાકરો કોઈ અનેરા ઉત્સાહમાં આવી જઈને ઉછરંગથી અહીં તહીં ઝડપથી આવતા જતા નજરે પડતા હતા. કોઈ મહોત્સવની ભારે ધામધૂમ થઈ રહી હતી. આલીશાન ઈમારતમાં દાખલ થવાના મુખ્ય વિશાળ દરવાજાની બંને બાજુ મંગળ કળસ અને કેળના સ્થંભો રોપેલા હતા. ચોતરફ ઉંચી ઉંચી બાંધેલી રંગબેરંગી ધ્વજા પતાકાઓ પવનમાં ફરકી રહી હતી. ઠેરઠેર આશોપાલવના તોરણો અને મઘમઘતા પુષ્પોના હાર ટાંગેલા હતા. બહાર ચોગાનમાં મધુર રાગરાગિણીથી નોબત વાગી રહી હતી. અંદરના ઓરડામાંથી મધુર સ્વરે ગવાતા મંગળ ગીતો દૂર દૂર સુધી સંભળાઈ રહ્યા હતા. સર્વત્ર આનંદ આનંદ છવાઈ રહ્યો હતો.

દુર્ગાચરણબાબુનું જીવન હવે સફળ થયું હતું. તારાચણની દીર્ઘ સમયની મનકામના પરિપૂર્ણ થઈ હતી. બધાયનાં અંતઃકરણમાં આનંદનાં તોફાન જાગી ઉઠ્યા હતા. આજે જતું નામ રાખવાને ઈશ્વરકૃપાથી એક વંશધર જન્મ્યો હતો. કલ્યાણીએ એક પુત્રને— કુળદીપકને જન્મ આપ્યો હતો.

પરંતુ પ્રસૂતિની બહુ જ સંકટાપન્ન અવસ્થા હતી. સંતાન પ્રસવ થયા પછી યે અતિશય નિર્બળતાને લીધે એ મૂર્છિત થઈ ગઈ હતી. તાત્કાળિક ઉપાય લેવાથી અને ઉપચાર કરવાથી શુદ્ધિમાં આવી ગયા પછી એની હાલત જોઇને બધા ય શંકિત બન્યા.

પ્રફુલ્લમુખી પ્રસૂતિગૃહમાં ગઈ. નવ પ્રસૂત સંતાનને પ્રેમથી તેડી લીધો અને ખાંતથી ખોળામાં લઈ બેઠી. એકાંતમાં તારાચરણને બોલાવ્યો અને પુત્ર બતાવી એ હસતા હસતા બોલી:

"જુઓ, છોકરો કેવો છે?"

"સારો છે."

"સુંદર છેને?"

"હા, અત્યારે તો બહુ સુંદર લાગે છે."

"અત્યારે બહુ સુંદર લાગે છે એટલે?"

"તારા ખોળામાં છે એટલે. અત્યારથી જ એ તો જાણે તારો જ થઈ ગયો હોય એમ લાગે છે."

"એ મારો નહિ તો કોનો છે?"

"હું ક્યાં એ બીજાનો છે એમ કહું છું?"

"કેમ કહી શકો."

"તો પછી દુઃખ શેનું?"

પથારીમાં જાગતી સુતેલી, પ્રસવ વેદનાથી ખૂબ કષ્ટાયેલી કલ્યાણીએ માથા પર ઓઢેલાં કપડામાંથી સ્વામીનું મોં જોવાનો યત્ન કર્યો.

"તમે બહુ ટુંકા મનના છો!" પ્રફુલ્લ હસતા હસતા બોલી.

તારાચરણ ખડખડાટ હસી પડ્યો.

× × ×

જન્મોત્સવની જેવી જ ભારે ધામધૂમથી છઠ્ઠીની પૂજા પણ પરિપૂર્ણ થઈ ગઇ.

અનેક ઉપાય અને ઉપચારથી લાંબા સમયે કલ્યાણીની તબિયત કંઈક સારી થઈ પરંતુ શારીરિક દુર્બળતા વિશેષ હોવાથી ડૉક્ટરોએ સંતાનનાં પાલનપોષણ અને સામાન્ય ઉછેર માટે અન્ય કોઈ સ્ત્રી રાખવાની ભલામણ કરી.

"અમારે પારકી કોઈ સ્ત્રીને રાખવાની જરૂર નથી." વૃદ્ધ સાસુએ ડૉક્ટરને ઘરના બીજા ઘણા માણસોની રૂબરૂમાં જ કહી સંભળાવ્યું. "મારી મોટી વહુ છોકરાની સગી માથી પણ વધારે છે, એટલે એજ એને ઉછેરીને મોટો કરશે."

પ્રફુલ્લમુખીનો ખોળો ખૂંદતો નવકુમાર કમળ કમળની જેમ ખીલવા લાગ્યો.

× × ×

બપોરનો વખત હતો. કલ્યાણી પોતાના ઓરડામાં સુતી હતી. ઓશિકા પાસે બેસીને અન્નદા ફોઈ આસ્તે આસ્તે એનાં માથા પર સ્નેહથી હાથ ફેરવી રહી હતી. કલ્યાણીનું મગજ બહુ નબળું પડી ગયું હતું. જરાક ઉભા થવા જતાં જ એનું માથું ફરી જતું હતું—એને ચક્કર આવતા હતા.

નાનાં બાળકને તેડીને પ્રફુલ્લમુખી એ ઓરડામાં આવી. પાછળ હાથમાં પંખો લઈને દાસી ઉભી હતી.

"જો, જો, કલ્યાણી, બાબો કેવો હસે છે! આટલો નાનો હોવા છતાં ય આટલું હસવાય એ તો શીખી ગયો છે. જો, જો, કલ્યાણી, એ કેવો હસે છે!" પ્રફુલ્લમુખી નવજાત બાળકના મોં સામું હેતથી જોતા જોતા બોલી.

"હં." કલ્યાણીએ મહામહેનતે નજર કરી અને બાળકને હસતો જોઈ બોલી.

"કેમ અન્નદા ફોઈ, બાબાનું મોઢું એના જેવું જ લાગે છે ને?"

"આબેહૂબ એના જેવું જ લાગે છે."

"મને તો એમ જ થયા કરે છે કે બાબો બરોબર એના જેવો જ થશે."

"જુઓને, એમના જેવું જ મોં છે, એમના જેવું જ ભાગ્યશાળી વિશાળ કપાળ છે!" દાસીએ મોટી વહુના કથનને પુષ્ટિ આપી.

પ્રફુલ્લે આનંદમાં આવી જઇ બાબાના નાના ગાલ પર પ્રેમથી બે ચાર બોકીઓ જોરથી લઈ લીધી.

"હવે નવી વહુની તબિયત જલ્દી સારી થઈ જાય તો બહુ સારૂ." અન્નદા ફોઈ બોલ્યા. "મા માંદી હોવાથી બાબાએ થોડું જ માનું સુખ ભોગવ્યું છે! માએ થોડો જ પોતાના ખોળામાં લઈ એને રમાડ્યો છે! માજીને કેટલું દુઃખ થાય છે? એ બિચારા સુખથી ખાતા પિતા પણ નથી."

"બાબાને મોટો કરવામાં થોડી જ મણા રખાય છે ફોઈ?"

"ના, ના, મારૂં એમ કહેવું નથી." અન્નદા ફોઇ જરા ખસીયાણી પડી જઈ બોલી." તમારા કરતા નાની વહુ અધિક કરત એમ હું કહેતી નથી."

"મોટી વહુ તો બાબાને પેટના દિકરા જેમ રાખે છે." દાસી વચમાં બોલી ઉઠી. "છોકરા માટે તો એ નાની વહુ લાવ્યા છે. મોટી વહુ તો નાની વહુને પોતાની નાની બ્હેન જ ગણે છે."

"આ શું બોલે છે? આવી વાત કરવી ઠીક નથી." પ્રફુલ્લ કંઇક ગુસ્સાભર્યા અવાજે બોલી.

પ્રફુલ્લનું બોલવું સાંભળી બધા ય ચૂપ થઈ ગયા.

"કલ્યાણી આજે તને કેમ છે?" કલ્યાણીના માથા પર સ્નેહથી હાથ ફેરવતા ફેરવતા પ્રફુલ્લે ચૂપકીદીનો ભંગ કરી પૂછ્યું.

"ઠીક છે."

"ધીમે ધીમે બધું ય સારૂં થઈ જશે. થોડીવાર બાબાને ખોળામાં લે તો ખરી!"

"ના, એ તમારા ખોળામાં જ ભલે રહ્યો."



૬

સૂર્યાસ્તનો સમય હતો. પૃથ્વીની પરિક્રમા કરીને ભગવાન સૂર્યનારાયણ આસ્તે આસ્તે અસ્તાચળ તરફ પગલા માંડી રહ્યા હતા. સર્વત્ર સંપૂર્ણ શાંતિ છવાઈ રહી હતી. એ આલીશાન ઈમારતના ત્રીજા માળની પશ્ચિમ બાજુની ગેલેરી નિર્જન હતી. ગેલેરીની રેલીંગ ઝાલી કલ્યાણી ચૂપચાપ કંઈક વિચાર કરતી ઉભી હતી. બાબો ચાર મહિનાનો થયો હતો. આટલા વખતમાં એ એક વાર પણ પોતાના પતિનાં મુખનું દર્શન કરવા પામી ન હતી. આટલી આટલી માંદગી ગઈ હતી પણ એ એક દિવસ પણ એને જોવા આવ્યા ન હતા. મંદવાડ માટે કોઈને એવું મનમાં કદાચ દુઃખ થતું નહીં હોય પણ જોવા માટે–તબિયતના ખબર પૂછવાને તો બીજા બધા ય આવતા હતા. સામાન્ય નોકર ચાકરનું પણ 'જો શરીર ઠીક નથી, એમ સાંભળવામાં આવતું તો તરત તારાચરણ એને જોવા જતો અને ઉપાય–ઉપચાર કરવાને યત્ન કરવામાં સહજ પણ ઉણપ રાખતો ન હતો, એ કલ્યાણીને યાદ આવ્યું. ધીરે ધીરે એનાં નાકમાંથી મૃદુ છતાં ય દીર્ઘ કાલવાહી નિશ્વાસની ઉન્હી વરાળ બહાર નિસરી પડી. ગેલેરીની રેલીંગ ઝાલીને એ હતાશ મને એક છેડાથી બીજા છેડા સુધી પગલા ભરી રહી હતી, ત્યાં એકાએક કોઈનાં ગળાનો

અવાજ એના કાને પડ્યો. ચમકીને ઉભા રહી કલ્યાણીએ પડખેની બારી તરફ નજર કરીને જોયું તો એક કોચ ઉપર બેસી તારાચરણની છાતી સરસું પોતાનું મસ્તક રાખી પ્રફુલ્લ અડધી સુતી સુતી સ્વામીના મોં સામું જોઈ હસી રહી હતી. તારાચરણે પ્રેમથી એનું મોં બન્ને હાથે પકડીને પોતાનાં મોં પાસે રાખ્યું હતું. બન્ને જાણે કંઈ વાતચીત કરી રહ્યા હતા. એમનાં અંગ પ્રત્યંગમાંથી આનંદ–પ્રમોદ, વ્હાલ–પ્રેમની ધારા જાણે ફુટી રહી હતી. લુબ્ધ–તૃષિત નયને કલ્યાણી એ દૃશ્ય જોઈ રહી. એનાં ક્ષુદ્ર હૃદયમાં ધડધડ કરતું લોહી વહેવા લાગ્યું. એની છાતી ધડકવા લાગી. નીચેના બાગમાંથી વહી આવતી મૃદુલ સુવાસ ત્યારે ચારે દિશામાં દુરાશાનું સ્વપ્ન સર્જી રહી હતી.

તારાચરણ અને પ્રફુલ્લમુખી જે ઓરડામાં આનંદ પ્રમોદ કરી રહ્યા હતા ત્યાં દાસી આવી અને નાના બાબાને એમના ખોળામાં આપીને ચાલી ગઈ. પતિ-પત્ની બાળકને પ્રેમથી રમાડવા લાગ્યા.

“ કલ્યાણીને આજે બહુ સારુ છે. તાવ તો જાણે તદ્દન ઉતરી ગયો છે. ” પ્રફુલ્લ બોલી.

તારાચરણ કંઈ બોલ્યો નહિ.

“ આપણે બાબાનું નામ શું પાડશું ? હવે એને અન્નપ્રાશન કરાવવાની વાર નથી. ”

“ તું જ પસંદ કરને ! ”

“ અમૂલ્યકુમાર નામ કેવું લાગે છે ? હું તો એને અમુ કહીને જ બોલાવીશ. ”

“ બહુ સારૂ નામ છે. એ જ રાખ. મારો પુત્ર અત્યારથી કેવો હસે છે ! જો તો ખરી પ્રફુલ્લ, આ કેવો હસે છે ! ”

બન્નેએ બાળકના ગાલને પ્રેમથી ચુંબનો લઈ ને ભીંજવી નાખ્યા. પ્રફુલ્લ ખડખડ હસી પડી.

કલ્યાણીએ ગેલેરીમાંથી દૂર ખસી જવાનો યત્ન કર્યો પણ એ એક ડગલું પણ આઘી જઈ શકી નહિ.

"હવે મને લાગે છે કે કલ્યાણી જલ્દી સાજી થઈ જશે. વચ્ચે વચ્ચે એ ભાવનામાં તણાઈ જતી હોય એમ લાગે છે." પ્રફુલ્લે પાછી વાતચીત કરવા માંડી.

"એવી ભાવનાની તું મને શા માટે વાત કરે છે? આપણને જેની જરુર હતી એ ચીજ તો મળી ગયેલી છે."

"છિ: છિ:! આવું તે તમે શું બોલતા હશો?"

પ્રફુલ્લમુખીના શબ્દો સાંભળી તારાચરણ શરમાઈ ગયો.

કલ્યાણી ધીરે ધીરે રેલીંગ ઝાલતી ઝાલતી પોતાના ઓરડામાં પાછી ફરી. ઓરડામાં ત્યારે અંધારું હતુ. પલંગ પર જઇને એ લાંબી થઈ સુતી પણ એને કેમે કરી ઉંઘ ન આવી.

હાય માનવ સ્વભાવ! તું યથાર્થ કેવો છે એ સમજી શકાતું નથી.

પ્રફુલ્લમુખી જ્યારે બાબાને–અમૂલ્યકુમારને ખોળામાં રાખીને કુદાવતી–રમાડતી હતી ત્યારે "કલ્યાણી કેવી ભાગ્યશાળી છે!" એ વિચારે એને મુંઝવી નાખી.

બરોબર આજ વખતે અંધારા ઓરડામાં પલંગ પર આળોટતા આળોટતા કલ્યાણી પ્રફુલ્લમુખીના ભાગ્યનો વિચાર કરી રહી હતી.

બીજે દિવસે અન્નદા ફોઈએ આવી પ્રફુલ્લમુખીને ખબર આપ્યા કે: "રાત્રે નાની વહુને બહુ તાવ આવ્યો છે. હજી ઉઠ્યા નથી."



૭

ભવ્ય સમારંભ યોજી બાબાને અન્નપ્રાશન કરાવવાની ક્રિયા કરવામાં આવી. નામાકરણ વિધિ પણ ભારે ધામધૂમથી કરી બાબાનું અમૂલ્યકુમાર નામ પાડવામાં આવ્યું.

કલ્યાણી દિન પ્રતિ દિન દર્દથી ઘેરાતી જતી હતી. એ હવે પથારીમાં દેખાતી પણ ન હતી. ડૉક્ટર–વૈદ્યને બોલાવવામાં આવતા હતા, યથોચિત ચિકિત્સા કરાવવામાં આવતી હતી, ગમે એવા કટુ અને તિક્ત ઔષધો આપવામાં આવતા એ એ તમામ પી જતી હતી; છતાં ય કલ્યાણીનાં દર્દમાં જરા ય સુધારો થતો ન હતો. માણસો કહેતા કે: "સુખ–સાહ્યબી ભોગવવાનું કોઇકના જ નસીબમાં લખાયું હોય છે. એમ ન હોય તો નવી વહુ આમ નાહક મંદવાડ ભોગવે કે?"

અન્નદા ફોઈ નીચેના ઓરડામાં કામકાજમાં ગુંચવાઈ રહેતી હતી. કલ્યાણી પોતાના ઓરડામાં એકલી સુતી હતી. ખુલ્લી બારીમાંથી ફર ફર કરતો પવન આવી દર્દીનાં પીળા પડી ગયેલા મુખને ઝડપથી સ્પર્શી માથા પરના છુટા વાળને ઉડાડી રહ્યો હતો. આંખો મીંચીને કલ્યાણી પલંગ પર લાંબી થઈ ને સુતી હતી; ત્યાં એને પોતાનાં કપાળ પર કોઇના શીતળ હાથનો સ્પર્શ થયો જણાયો. આંખ ઉઘાડી એણે જોયું તો પોતાનો સ્વામી સ્નેહથી ધીમે ધીમે પોતાના માથા ને કપાળ પર હાથ ફેરવી રહ્યા હતા.

મંદવાડના ખાટલાના ઓશિકા પાસે તારાચરણ ઘણીવાર સુધી ચૂપચાપ બેસી રહ્યો.

"કેમ છે કલ્યાણી?" ઓરડામાં છવાયેલી નિરવતાનો ભંગ કરતા તારાચરણે મૃદુ સ્વરે પૂછયું.

"ઠીક છે-સારૂં છે" એવો હમેશનો ઉત્તર આજે કલ્યાણીના મોંમાંથી ન નિકળ્યો. સ્વામીનો સ્વર અતિશય સ્નેહભર્યો એને લાગ્યો. એક વાર વિસ્ફારિત ચક્ષુએ સ્વામીનું મોં જોવાને એણે ઈચ્છયું; પણ ચક્ષુ નીચા ઢળી ગયાં. આંખમાંથી દડદડ આંસુ વહેવા માંડ્યાં.

"કેમ રડે છે કલ્યાણી?" તારાચરણે વ્યથિત થઇ પૂછયું. "ડૉક્ટર તો કહે છે કે તું જલ્દી સાજી થઈશ."

"હવે સાજી થવાની શી જરૂર છે?" ઉંડો નિસાસો નાખી કલ્યાણી બોલી.

"કેમ કલ્યાણી? આવું કેમ બોલે છે? સાજા થવા કરતા બીજું શું સારૂં છે."

"ના, ના, હવે સાજા થવાની મને કંઈ જરૂર નથી. તમારૂં કામ તો પૂરૂં થઇ ગયું છે, હવે સાજા થવાનું મારે શું કામ છે?"

તારાચરણ કલ્યાણીના શબ્દો સાંભળી ચમકી ગયો. એનું હૃદય કોઇ અગમ્ય ભયથી ધ્રુજી ઉઠયું.

"આ શી વાત કલ્યાણી? આવું તું શું બોલે છે?" કલ્યાણીના દુબળા હાથ ઝાલી લઈ તારાચરણ વ્યગ્ર કંઠે બોલ્યો.

કલ્યાણીએ કંઇ પણ બોલ્યા વગર પડખું આડું વાળી લીધું. એની આંખમાંથી ચોધારે આંસુ વહી રહ્યાં હતાં.

"આમ તું શું કરી રહી છું કલ્યાણી? તને કંઈ કષ્ટ થાય છે?" પ્રેમથી કલ્યાણીનાં માથા પર હાથ ફેરવતા ફેરવતા તારાચરણે પૂછયું.

"હા."

"શું થાય છે!"

"માથું ફાટી જાય છે." અતિશય વેદના વેઠતા કલ્યાણીએ ઉત્તર આપ્યો.

"જો આ દવા સુંઘી લે ! જરા આ બાજુ મોં ફેરવ એટલે હું તને સુંઘાડું."

એ દવાની સ્નિગ્ધકર સુવાસથી કલ્યાણીનું માથાનું દર્દ અનેકવાર મટી જતું હતું.

"ના, હવે જરુર નથી. કંઈક સારું લાગે છે." કલ્યાણીએ મૃદુ સ્વરે બોલી, હાથ લાંબો કરી દવાની બાટલીને જોરથી આઘી ઠેલી દીધી.

"આમ શું કરે છે? મારી સામાન્ય સેવાનો અસ્વીકાર કેમ કરે છે?" તારાચરણ પાછો સ્નેહાર્દ્ર સ્વરે બોલ્યો.

કલ્યાણી સ્વામીનાં મોં સામું મીટ માંડી જોઈ રહી. નિર્વાણો-ન્મૂખ જીવન-પ્રદીપમાં અજસ્ર સ્નેહધારા શા કામની? મરણોન્મૂખ લતાને શીતળ જળધારાની શી જરુર ! કલ્યાણીએ આંખો મીચી દીધી.

"સ્વીકારીશ નહિ કલ્યાણી ! મારી આટલી સેવા પણ સ્વીકારીશ નહિ? હું આજે પહેલવહેલો તને સેવા અર્પવા આવ્યો છું એનો તું અનાદર કરીશ કલ્યાણી?"

"ના, મારાથી સ્વીકારી શકાશે નહિ." કલ્યાણીએ જોરથી આંખો મીંચી રાખી ઉંચા સાદે ઉત્તર આપ્યો. " તમે જાઓ. અહીંયા તમે શા માટે આવ્યા છો? હવે તો તમને મારી કંઈ જરુર નથી." તમને જેની જરૂર હતી તે ચીજ મળી ગઇ છે."

આટલી માર્મિક ટકોર કરી ઉચ્છવાસના આવેગથી જીર્ણ શીર્ણ દેહવાળી, દુર્બળ મગજવાળી કલ્યાણી મૂર્ચ્છિત થઈ ગઈ.



# ૮

દિનપ્રતિદિન કલ્યાણી વધુ ને વધુ નિસ્તેજ થઈ રહી હતી. હવે તો એ બિછાનામાંથી બિલ્કુલ ઉઠી કે ઉભી પણ થઈ શકતી ન હતી, અથવા તો થોડી વાર બરોબર વાતચીત પણ કરી શકતી ન હતી.

સાંજ પડી ગઈ હતી. સર્વત્ર રાત્રિનો અંધકાર છવાઈ રહેવાની શરુઆત થઇ ગઈ હતી. દીવાબત્તી થતાં જ અન્નદા ફોઈ મંદવાડવાળા ઓરડામાં આવી અને કાચના ગ્લાસમાં દવા નાખીને કલ્યાણીની પાસે જઈ ઉભી.

"અહીંયા કેમ આવ્યા? મને કોઈ ગમતું નથી." કલ્યાણી એકદમ બોલી ઉઠી.

"શું કહે છે કલ્યાણી?"

"એ તો સમજીને ચાલ્યા ગયા અન્નદા ફોઈ. મારા પર ગુસ્સે થયા હશે?"

"આ શું બોલે છે કલ્યાણી? આમ શું કરે છે? પહેલાં આ દવા તો પી લે."

"દવા! હવે એ હું પી શકીશ નહિ ફોઈ!"

"નહિ પીશે તો દર્દ ક્યાંથી મટશે?

"દર્દ! દર્દ હવે મટશે નહિ ફોઈ! મારી હવે એમની કંઈ જરુર નથી એમ કહીને તો એમને મેં પાછા કાઢ્યા છે. હવે હું બચીશ નહિ."

"બચે નહિ તારા દુશ્મન! તું તો રાજરાણી–રાજમાતા છે."

કલ્યાણી સહેજ હસી પડી.

× × ×

મધરાત થવા આવી હતી. કલ્યાણીને સનેપાત શરુ થયો હતો. દર્દના ભયંકર ચેનચાળા જોઇને અન્નદા ફોઈ ડરી ગયા. એકદમ વૃદ્ધ માતા અને મોટી વહુ પ્રફુલ્લમુખીને બૂમ મારી મંદવાડના ઓરડામાં બોલાવ્યા. કલ્યાણીનું માથુ પોતાના ખોળામાં લઈ પ્રફુલ્લ–મુખી ઉદાસ ચહેરે ચૂપચાપ બેઠી. વૃદ્ધ માતા પંખો લઇને પવન નાખવા લાગી. કલ્યાણીનો લવારો ઉત્તરોત્તર વધી રહ્યો હતો.

"બ્હેન આમ શું કરે છે?" પ્રફુલ્લમુખી ચિંતિત સ્વરે બોલી.

"બહુ વેદના થાય છે!" કલ્યાણી હાંફતી હાંફતી બોલી.

પ્રફુલ્લમુખીએ પોતાના વૃદ્ધ સસરાને બોલાવ્યા. ડૉકટરને બોલાવવાને માણસને તાબડતોબ મોકલ્યો. સર્વત્ર ભારે દોડધામ થઈ રહી.

"કલ્યાણી, અમૂને ખોળામાં તો લે?" પ્રફુલ્લ પાછી બોલી.

"ના, બ્હેન!" એણે ડોકી હલાવી.

× × ×

"થોડી વાર લે. પ્રફુલ્લ, અમૂ એને આપતો!" વૃદ્ધ માતા ભગ્ન કંઠે બોલ્યા.

" ના બા. મને શાંતિથી મરવા દો. મને બધાને વિસરી જવા દો બા. બ્હેન, શું એ તમારૂં પેટ નથી તેમને અત્યારે એને સોંપવા લાવ્યા છો!" છેલ્લા શબ્દો કલ્યાણીએ પ્રફુલ્લને સંબોધીને કહ્યા.

" એવો ઘેલછાભર્યો વિચાર ન કર કલ્યાણી!"

" નાંની હતી ત્યારથી અને જ્યારથી આ ઘરમાં પગ મૂક્યો છે ત્યારથી હું સાંભળતી આવી છું કે એમના માટે તમે મારા પર સ્નેહ રાખો છો. આમ કેમ? હું શું તમારે માટે નવી છું બ્હેન? શું તમે મને હ્રદયથી ચાહતા નથી? તમે જ મને અહીં લાવ્યા છો કે નહિ બ્હેન? મારો એમાં દોષ શું છે?"

" આ શું બોલો છો નવી વહુ? તમને કોણ ચાહતું નથી? તમે તો અમારા ઘરની લક્ષ્મી છો!' વૃદ્ધ સાસુ અશ્રુભરી આંખે બોલ્યા.

" ના, ના, હું કંઈ નથી, હું કંઈ નથી!" કલ્યાણી મોટેથી બૂમ મારવા લાગી.

ડૉકટર આવ્યા અને દર્દીની બારીક તપાસ કરી પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો: "પુરેપુરો વિકાર થઇ ગયો છે. કેસ ખૂબ ગંભીર છે."

"અન્નદા, તારાચરણને બોલાવ." વૃદ્ધ માતા રડતા રડતા બોલ્યા.

અન્નદા ફોઇ રડતી રડતી બહાર ચાલી ગઈ.

કલ્યાણી ક્ષણે ક્ષણે ઓરડાના બારણા સામું જોવા લાગી. ત્યારે એને વધારે શુદ્ધિ ન હતી.

" મોટાભાઈ આવ્યા નહિ ભાભી! એ તો બહાર ચાલ્યા ગયા." અન્નદા ફોઈએ થોડીવાર પછી પાછા આવીને વૃદ્ધ માતાને કહ્યું.

વૃદ્ધ માતા ચોધાર આંસુએ રડી પડ્યા.

"તમારું નામ શું ?" વિમલાચરણે સીડી ચડતાં ચડતાં એને પૂછ્યું.

"મોહિતકુમાર બંદોપાધ્યાય."

"મને મળવા આવ્યા છો ?"

"જી હા, આપની પુત્રી નીરંજનાએ મને આપને મળવા આવવાનું આમંત્રણ આપ્યું હતું, એટલે."

"મેં પણ એજ અનુમાન કર્યું હતું." વિમલાચરણે જરા હસીને કહ્યું.

"તે દિવસે મને એણે તમારે માટે વાત કરી ત્યારે જ મેં એને જ્યારે તમે પાછા મળો ત્યારે મને જરુર મળવા આવવાનું તમને કહેવાનું કહ્યું હતું. આજે આવ્યા તો મોટો ઉપકાર થયો."

મોહિત અત્યંત શરમાઈ ગયો. વિમલાચરણ એને પોતાના ઓરડામાં લઈ ગયો અને સન્માનથી એક સુંદર કોચ પર બેસાડ્યો. એ દિવસના ઉપકાર માટે કૃતજ્ઞતા વ્યકત કર્યા પછી વિમલબાબુ એની સાથે બીજી ખૂબ આડીઅવળી વાતે વળગ્યા.

વાતચીત દરમ્યાન વકીલ વિમલબાબુએ એટલું જાણી લીધું કે મોહિતનો પિતા અતિશય શ્રીમંત માણસ છે તેમ એ એના પિતાનો સૌથી મોટો પુત્ર હોઇ, હમણાં જ એમ. એ.ની પરીક્ષા ઓનર્સ સાથે પાસ કરી ચૂકયો છે.

"ચાલો મારી સાથે, નીરંજનાને તમારાં આગમનની ખબર કરીએ." ઘણી વાર સુધી વાતચીત કર્યા પછી વિમલાચરણ ઉભા થયા ને બોલ્યાઃ "અહીં આવ્યાં છતાં તમે એને મળ્યા વગર ચાલ્યા ગયા એમ એ જાણે તો વળી એને ખોટું લાગે."

બંને ગેલેરીમાં થઇને દીવાબત્તીથી ઝળહળતા અંદરના એક ઓરડામાં ગયા. મોહિતે બારણામાં જ ઉભા રહીને જોયું તો નીરંજના પોતાના પગ હલાવતી હલાવતી ટેબલ પાસેની એક ખુરસી પર બેસી પુસ્તક વાંચી રહી હતી. એ દિવસે નિત્ય નિયમ મુજબ માસ્તર ઘેર ભણાવવા આવ્યા ન હતા. એનાથી થોડેક દૂર બારી પાસે સુરેન્દ્ર એક ખુરસી પર બેસી પોતાનો અભ્યાસ કરી રહ્યો હતો.

ટ્રેઇન ઉપડી અને જોતજોતામાં નજર સમક્ષથી કેટલાયે સ્ટેશનો ઝડપભેર પસાર થઇ ગયા. આટલી વાર સુધી એ બંને વૃદ્ધ ઉતારૂઓ પડખે પડખે એક જ બાંકડા ઉપર બેઠા હતા છતાં ય એકપણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય સૂમસામ બની બેસી રહ્યા હતા. કોઈ પણ પ્રકારની વાત કર્યા સિવાય બેસી રહેવાથી નવકિશોરબાબુને પોતાનું માથું અતિશય તપી ગયેલું લાગ્યું. એ અકળાયા અને કોઈપણ જાતના ઉદ્દેશ વગર એમણે પોતાના અજાણ્યા–સાથીને પૂછી નાખ્યું:

"આપનું નામ શું?"

"નંદલાલ બંદોપાધ્યાય." પડખે બેઠેલા વૃદ્ધ ઉતારૂએ ટુંકમાં જ ઉત્તર આપ્યો.

"આપ કલકત્તેથી આવો છો?"

"જી, હા. હમણા તો ત્યાંથી જ આવું છું. આપ પણ કલકતેથી જ બેઠા છોને?"

"હા જી."

આટલો વાતચીતનો આરંભ થયા પછી તો એ બંને વૃદ્ધો વચ્ચે અનેક આડીઅવળી વાતો થઈ; સુખ–દુઃખના અનુભવોની વિસ્તૃત કથનીઓ ચાલી.

"સુખ–દુઃખ એ તો માણસની કામનાનો વિકાર માત્ર છે." નવકિશોરબાબુએ કલકત્તાની ઘટના વિસરી જતા જ્ઞાનદ્રષ્ટિની વાત કરવા માંડી.

"એ બરાબર છે પરંતુ એ વિકાર તો એવો છે કે માણસને એથી અસંત કષ્ટ સહન કરવું પડે છે." નંદલાલબાબુએ પોતાનો અંતઃકરણનો ઉકળાટ શબ્દો દ્વારા બહાર ઠાલવતા પોતાનો અભિપ્રાય દર્શાવ્યો. "કમબખ્તને મેં પશુમાંથી માણસ બનાવ્યો; ભણાવ્યો–ગણાવ્યો અને હોશિયાર કર્યો. મારી એ બધી મહેનત એળે ગઈ."

નવકિશોરબાબુને નંદલાલબાબુના આ અસંગત શબ્દો સાંભળી જરા આશ્ચર્ય થયું. પોતાના જેવા જ નંદલાલબાબુ પણ દુઃખી છે એવો એમને ભાસ થયો.

" મોટી વહુ ! બાબો બહુ રડે છે. ઘણો ય શાંત પાડ્યો—સમજાવ્યો. પણ હજુ ય એ રડ્યા કરે છે." દાસીએ ઓરડામાં આવી પ્રફુલ્લમુખીને કહ્યું.

પ્રફુલ્લમુખી ઝટપટ બાબા—અમૂલ્ય પાસે ચાલી ગઈ.

" બ્હેન! બ્હેન! ક્યાં ગઈ? એ આવ્યા કે? એમને કહો કે હવે હું એમને ચાલ્યા જવાનું નહિ કહું." કલ્યાણીએ જોરથી લવારો કરવા માંડ્યો.

કોઈ આવ્યું નહિ અને કોઇએ ઉત્તર પણ આપ્યો નહિ.

"કલ્યાણી, કલ્યાણી, તું શું બોલે છે?" અન્નદાએ કલ્યાણીના મોં સામે પોતાનું મોં રાખી પૂછ્યું.

" આવો, હૃદયનાથ, હવે ચાલ્યા જવાનું નહિ કહું. આવો, એક વાર આવો." કલ્યાણી અસ્ફુટ સ્વરે બોલી.

એના એ છેલ્લા શબ્દો હતા.

